શ્રી નવિન.

# પુર્ણચંદ્ર

અને

# લલિતા.

લખનાર.

ગોવિંદલાલ બાલાભાઈ—ચોકશી.

અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

કેશવલાલ મગનલાલ દુધવાળા.

ઠે. કાલુપુર રોડ—અમદાવાદ.

તથા

સોમચંદ કેશવલાલ શાહ.

ઠે. પંચભાઇની પોળ—અમદાવાદ.

વિક્રમ સં. ૧૯૮૫ ઇ. સ. ૧૯૨૯

આવૃત્તિ ૧ લી પ્રત ૨૦૦૦

મૂલ્ય ફક્ત આઠ આના.

શ્રી પરમાત્માને નમઃ

# પ્રસ્તાવના.

આ નોવેલ બહાર પાડવાનો હેતુ એવો છે, કે કેટલાક માણસો પોતાનો ખોટો વિચાર પાર પાડવા સારૂં સામાને નુકશાન કરવામાં પાછી પાની કાઢતા નથી, અને તેવું કરવાથી આખરે સત્યમેવ જયતેજ પરીણામ આવે છે. નિતિ માર્ગે ચાલનારને અને દ્રઢ નિશ્ચય રાખનારને ધારેલી મનોકામના પુર્ણ કરવાને હજારો દુઃખો પડવા છતાં અનીતિને ગૃહણ કરતા નથી, તો પછી અખંડ જ્યોતીશ્વરૂપ પરમાત્મા તેને સુખ સંપત અને પુર્ણ વૈભવ સાથ સાયબી આપી હજારો સંકટ દુર કરે છે.

સ્ત્રીઓએ પતિની સેવા અને પતિની આજ્ઞા પાળવાથી અને ખરો સ્ત્રીધર્મ જાળવવાથી શું શું ફાયદા થાય છે? અનિતિવાન માણસે પોતાપર અવગુણો કર્યા હોય, છતાં પણ પોતે જાત-મહેનત અને પૈસો ખરચી તેને સારે માર્ગે દોરવા પ્રયત્ન કરવાથી આખરે કેવું સરસ પરીણામ આવે છે! અને તેજ દુશ્મન તેને હજારોવાર નમી કેવો ગુણ માને છે? ખરાબ ચાલે દોરનાર સ્ત્રીને ખરાબ ચાલે નહિ જવા દેવાની ખાતર હજારો કષ્ટ સહન કરી પોતા પર બદનામી આવવાની અણીપર હોવા છતાં ધૈર્યતા રાખી, તેને બચાવવાથી શું ફાયદા છે? વગેરે ઉપર પ્રકાશ નાંખવમાં આવ્યો છે. બાળકોને જન્મથીજ ઉચ્ચ કેળવણી આપવાથી બાળક આખી જીન્દગી સારે મારગેજ ગાળે છે, માટે જો વાંચક ગૃહસ્થો તેમાંથી યોગ્ય જણાય તે ચાર ગૃહસ્થ કરે એજ મારૂં લખવાનું સાફલ્ય છે. એજ ઉદેશ છે.

લી૦ સેવક.

ગોવિંદલાલ બાલાભાઈ ચોકશી.

શ્રી નવીન.

# પુર્ણચંદ્ર

અને

# લલિતા.

## ભાગ ૨ જો.

### પ્રકરણ ૧ લું.

### જુઠો આરોપ અને સજા.

દોહરો.

પર પીડ હરખાઇને, જુલ્મ કરે અપાર;
(પણ) આખર સત્ય જણાય છે પ્રભુ કરે છે વ્હાર.

શાન્તીનગર નામના શહેરમાં **ચંદ્રજયંત** નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજા પોતાની રૈયતને પોતાના પુત્ર સમાન પાળતો હતો. કોઇ પણ માણસની ફરીઆદ રાજા પોતે જાતે સાંભળી તેનો અમલ કરવામાં સારૂં ધ્યાન આપતો હતો, તેમ તેની રૈયત પણ તેને માટે ઉત્તમ વિચાર ધરાવતી હતી. આખી રૈયત તેના હંમેશ ગુણજ ગાયા કરતી હતી અને ઠેર ઠેર તેના વખાણ થતાં હતા. પોતાની રૈયતને ઉત્તમ અને વ્યાજબી ન્યાય મળવાની ખાતર તેણે

એક વિજયનગરના અદલ ન્યાય હોવાનાં વખાણુ સાંભળી એકદમ નીચી પાયરીએથી ઉંચી પદવીએ લાવી એક પ્રમાણીક જજને પોતાના રાજ્યમાં રાખ્યો હતો. અને તેથી કરી તે જજ ઉત્તમ રીતે સંતોષ-કારક ન્યાય રૈયતને આપતો હતો. પોતે સોના પગારથી વધી સાત-સોની જગ્યાએ આવ્યો હતો, અને લોકની લાગણી સારી મેળવી શકયો હતો, આથી રાજાને એક રામ રાજા તરીકે રૈયત માનતી હતી. રાજા જેવો નીતિવાન હતો તેવોજ નીતિવાન યુવાન જજ પણ હતો. આ યુવાન, સર્વને એવો સરસ ન્યાય આપતો હતો કે આખી રૈયત ઠેર ઠેર તે યુવાન જજના વખાણુજ કરતી. આ યુવાન જજ કોઇ દીવસ કોઇ પાસેથી લાંચ રૂસ્વત કે કાંઇ લેતો નહિ તેમજ કોઇ હરા-મખોર તેને લાંચ આપવાનું કહેતો તો તેને પુરી શીક્ષાએ પોચાડતો. આ યુવાન, પોતે નિયમસર વર્તતો, કદી પણ નિયમ વિરૂદ્ધ ચાલતો નહીં હરેક નાના મોટા સાથે ધટીત શબ્દોથી વાતચીત કરતો.

એક દીવસ એવો બનાવ બન્યો કે એક જમાદાર એક યુવકને તેમજ એક સ્ત્રીને પકડી તેમની સનમુખ લાવ્યો અને જમાદારે તેઓના ઉપરની ગુન્હાની વાત કહી. મહારાજ આ બંને શખ્સો ચોર છે. ગુન્હેગાર છે. તેઓએ આ આ શેઠના ઝવેરાતનો ડબો ગુમ કર્યો છે. શેઠ પાસે પુરાવા વિગેરે મોજુદ છે તો તેઓને યોગ્ય નશિયતે પોચા-ડશો એ અરજ છે."

**જજ**—શેઠ તમો કયાં રહો છો?

**શેઠ**—હું આ નગરમાંજ રહુંછું અને હું હેમચંદ ઝવેરી નામથી ઓળખાઊંછું.

**જજ**—તમોને હું પુછું એટલોજ જવાબ આપો મેં તમોને ફકત તમારૂં રહેવાનું ઠેકાણુંજ પુછયું હતું તમો કોણ છો એ હું સારી

રીતે જાણુંછું. પરંતુ કાયદા પ્રમાણે તમોને અમારે પુછવુંજ જોઇએ માટે હું પુછું તેટલાનોજ જવાબ આપો વિષેશ બોલવું એ એક તમારી મોટી મુર્ખતા છે.પુછું તેનોજ ઉત્તર આપજો વચમાં બિન પુછે બોલશો નહિ. બોલો તમો ન્યાતે કેવા છો ?

**શેઠ**—વાણીઆ છીએ.

**જજ**—શાનો ધંધો કરોછો ?

**શેઠ**—ઝવેરીનો.

**જજ**—ઠીક તમારી પાસેથી આ લોકો ઝવેરાત કેવી રીતે લઇ ગયા ?

**શેઠ**—આ લોકોએ મને આવીને કહ્યું કે મ્હારે ઝવેરાતના દાગીના જોઇએ છીએ. તે મને બતાવો. પછી મેં તેઓને દાગીનાનો દાબડો કાઢી દાગીના બતાવ્યા, પછી મને કહ્યું, કે માહારે આથી પણ વધારે દાગીના જોઇએ છીએ. એમ કહ્યું એટલે હું મ્હારા મેડે બીજા દાગીના લેવા ગયો. એટલે એ તકનો લાભ લેઇ આ લોકો મારો દાબડો લઇ નાશી ગયા.

**જજ**—વારૂ કેટલા રૂપિઆનો માલ આ લોકો લેઇ ગયા છે ?

**શેઠ**—હશે લાખ એકનું ઝવેરાત.

**જજ**—શું શું જણશો છે ?

આ પ્રમાણે કહ્યું, એટલે શેઠ ગભરાવવા લાગ્યા, કેમકે અહિંનો અદલ ન્યાય આપનાર ઇન્સાફી છે. વળી દાગીના ગયા નથી અને ઘરમાં સંતાડયા છે, પણ પોતાની કાળી દાનત હતી, અને આ સ્ત્રીને પોતાની કરી રાખવી હતી. તેથી ચોરી ચઢાવી છે તેથી તે ગભરાવવા લાગ્યો કે હવે મારે દાગીના સંતાડયા છે તેજ લખાવવા કે જુઠા જુઠા બતાવવા, જો સંતાડેલા બોલીશ અને હાલ મારે ઘેર જપ્તી મુકે તો

બોલેલા તમામ દાગીના તોલ સહીત મળી આવે, અને ઉલટો માર્યો જાઉં માટે કરવું શું ? એમ વિચાર કરતો હતો. એટલે જજ બોલ્યા. "કેમ શેઠ શા વિચાર કરો છો તમારા દાગીના ગયા છે, અને ગમચાં કેમ ગણોછો નામ કેમ દેતા નથી."

**શેઠ**—કાંઇ નહિ સાહેબ એ તો હું તેના તોલનું ધ્યાન કરૂંછું અને યાદ કરી કરીને લખાવું છું. એમ વિચારી ઘરમાં મુકેલા દાગીના-નાજ નામ તોલ સાથે લખાવવા વિચાર ચલાવ્યો., અને કહેવા લાગ્યો કે એક મોતીની માળા પાંચ હજારની, ચાર શેરોની એક શેર તોલ છ બીજું એક બંગડીની જોડ હીરા જડીત તોલા દસની દસ હજારની એક વીંટી તોલા દોઢની, હીરાની દસ હજારની એક નવઘરૂ, એક લીલું પાનું અને આગળ પાછળ નવ હીરા જડીત સાથેનું રૂપિઆ દશ હજારનું તોલા આઠનું, એક ત્રણ મોતીની વાળી તોલા એકની, રૂપિઆ પાંચ હજા-રનો એક ચંદનહાર, હીરા જડીત ચાલીશ હજારનો પંચાવન તોલાનો. એક મારા છોકરાનો સોનાનો હીરા જડીત કંદોરો, તોલા પંદરનો વીશ હજારની કીમતનો, આટલી જણસો અને એક જણસો મુક-વાનો તાંબાનો ડાબલો ચાર શેર વજનનો આટલું સાહેબ આ લુચ્ચા લેઇ ગયા છે. બીજું કાંઇ ગયું નથી. માટે મને અપાવો માબાપ ! હું તો ભીખ માગતો થઇ ગયો છું."

**જજ**—આ જણસો તમો બતાવતા હતા તે વખતે ત્યાં આગળ કોણ કોણ હાજર હતું ?

**શેઠ**—સાહેબ ઘર આગળ બીજુ કોણ હોય, પણ મારી સ્ત્રી રસોડામાં રાંધતી હતી અને મારો કીકો કક્કો ઘુંટતો હતો અને ગુમારનો શાક લેવા ગયો હતો.

શેઠ—ઠીક આ જણુસો તમારી તો પ્રતિજ્ઞાપુર્વક ગઇ તે ખરૂં ?

શેઠ—હાસ્તો સાહેબ.

જજ—હાસ્તો નહીં, એમ કહો કે પ્રતિજ્ઞાપુર્વક આ જણુસો મ્હારી આ લોકો ઉપાડી ગયા છે.

શેઠ—અરે સાહેબ, પ્રતિજ્ઞા ઉપરજ છે તો, કાંઇ ખોટું બોલીએ છીએ અમે કાંઇ એવા નવરા છીએ કે આવી લમણાઝીક નાહક કરવા આવીએ.

જજ—ના તમો નવરા નહીં અમો તમારી વાત સાંભળનાર નવરા કેમ ?

શેઠ—ના માબાપ હું એમ કયાં કહું છું, હું તો કહું છું કે હું પ્રતીજ્ઞા પુર્વક જણાવું છું કે જણુસો આ લોકો ચોરી કરી લઇ ગયા છે.

જજ—આ લોકો પેહેલ વેહેલાં ઘર આગળ આવ્યા હતા કે તે પેહેલાં તમો તેમને બીજે મલ્યા હતા ?

શેઠ—તે લોકો મારી દુકાને બે ચાર વખત આવ્યા હતા.

જજ—ઠીક આ સીવાય કાંઇ બીજી હકીકત છે ?

શેઠ—ના સાહેબ, એટલી જણુશો મળે એટલે ઘણું છે.

જજ—વારૂ જાઓ પેલા બાંકડા ઉપર જઇ બેસો. (બંને તોમતદારોને) તમો કોણ છો અને કયાં રહો છો ?

પુરૂષ—અમો જ્ઞાતે **નાગર** છીએ અને રહેવાશી તો હાલ આ ચંદ્રજયોત રાજાના શહેરમાં.

જજ—ઠીક તમો આ શેઠને ઓળખો છો ?

પુરૂષ—હાજી ચાર દીવસથી ઓળખીએ છીએ.

જજ—તે પેહેલાં તમોએ આ શેઠને કોઇ દીવસ જોએલા નહીં અને નહીં જોએલા તો ત્યારે મુલાકાત કેવી રીતે થઇ.

પુરૂષ—અમારી પાસે આ વીંટી છે તે વેચવા તેમની દુકાને ગયાં હતાં તેથી ઓળખાણુ થઇ

જજ—તમોએ આ શેઠ બોલ્યા તે માલ તેમના કબજામાંથી લીધો છે? જો લીધો હોય તો કહો!

પુરૂષ—જી નહિ મેં તે માલ કદી જોયો પણુ નથી અને અમે માલ વિષે કાંઈ જાણતા પણ નથી. આને કોણ જાણે સાથી દ્વેષથી તુતંગ ગળે પડાવ ઉભુ કર્યું છે. હશે હરી કરે તે ખરૂં. જે પ્રાલબ્ધમાં વિપત્તિ વેઠવાની હોય તે કોણ મીથ્યા કરે! જ્યાં સુધી નશીબના જોગ હશે ત્યાં સુધી દુઃખ પડશેજ.

જજ—વારૂ (બાઇને) બાઇ તમો શું કહો છો?

બાઇ—તેમણે કહ્યું તે યથાર્થ ખરૂંજ છે.

જજ—એથી કાંઇ તમો વિશેષ કહેવા માગો છો?

બાઇ—જી ના. પણ આ શેઠ મને લુચ્ચો હંભી ઠગ અને ધુતારો છે એમ ખાત્રીથી કહીએ તો હરકત નથીજ. કેમકે તેની ખરાબ નિષ્ટાજ કહી આપે છે.

જજ—બ્હેન ખરાબ નિષ્ટા એટલે શું?

બાઇ—પુર્ણ વ્યભીચારી પુરૂષ છે. અમો આબરૂદાર છીએ. તેથી અમો એ વિષે વધારે ખુલ્લું કરવાને લાચાર છીએ અમોએ કોઇ વખત કોરટ જોઇ નથી અને કર્મના સંજોગે આળમાં ફસાયા છીએ, એટલે કેદમાં પણુ રહેવું પડયું છે. અહીં અમારૂં કોણુ હોય કે અમને મુક્ત કરાવે? હશે ઇશ્વર કયાં દુર છે તે તો સાક્ષાત જુએ છે તે ખચીતજ સત્યને ત્રાજવે આવી બેસશે અને આપની પાસે અદલ ઇન્સાફ અપાવશે. સાહેબ મારૂં કહેવું એટલું છે કે તેઓને એટલું પુછો કે તે દાગીનાના ઘડનાર માણુસો આ દુન્યામાં હયાત છે કે દુન્યા છોડી

ચાલ્યા ગયા છે ? એટલું પુછશો એટલે ન્યાયનો અંત આવવાને વિલંબ લાગશે નહીં કેમકે આ વાત ખોટી છે. હું ધારૂં છું કે મુદ્દામાં દાગીનાના નામજ ખોટાં આપ્યાં છે જે ખરા હશે તો સોનાને ત્યાં તોલતાલ કીમત વિગેરેના દાખલા હશે, જો સોની આપની હજુર હાલ તુરત આવીને કહી જશે તો અમોને તમો સજાએ પોચાડજો પણ આગળ વાત તો અત્યારેજ સોનાને બોલાવી ખુલાસો કરવા કૃપાવંત થશો.

**જજ**—શેઠ આ દાગીના ઘડનાર સોની હયાત છે.

**શેઠ**—( હરખાતા હરખાતા ) જી હા. જીવે છે. તેનું નામ **ઝવેરચંદ** સોની છે. ભલે બોલાવીને ખાત્રી કરો.

આટલી વાત થઇ એટલે એક માણસ ઝવેરચંદને બોલાવવા ગયો અને શેઠ મનમાં હરખાવા લાગ્યા કે ઝવેરચંદ આવીને કહી જશે એટલે મ્હારા ઘરની જપ્તી નહીં લેવાય અને આ લોકો સજામાં જશે એમ ધારી મનમાંને મનમાં મલકાતો હતો. જ્યારે આ તોહો-મતદારો માંહોમાંહે વિચાર કરતા કે આ કોઇ પુરૂષ આપણી પીછાનવાળો લાગે છે પરંતુ આટલે બધે દુર હોયજ નહીં એમ ધારી વળી પો-તાના વિચાર માંડી વાળતાં વળી મનમાં વીચાર આણતા કે ખરે-ખર પીછાનમાંજ હોવા જોઇએ. દુર છે તેમાં શું થઇ ગયું આપણે કેવી રીતે દુર દેશ આવ્યા તેમ તે પણ આવ્યા હશે, માટે કહો ના કહો પણ તે પીછાનવાળાજ છે.

**સ્ત્રી**—મને **કીશોરભાઇ** જેવા લાગે છે પણ અહીં કીશોરભાઇ ક્યાંથી હોય અને કદાચ કીશોરભાઇ હોય તો પણ તેમનું અહીં ન્યાયની ગાદીએ શું ચાલે ? ન્યાયના ખાતર જુઠું હોય છતાં ગુનોહ સાબીત થાય તો સજા તો તે મારેજ, માટે ઓળખાણ અને પીછાંણ નકામાં છે. આપણા નસીબ માં જે બનવાનું હશે તે ભલે બને. એમ

નસીબ ઉપર અને સત્ય ઉપર આધાર રાખી ઉભાં રહ્યાં, એટલામાં પોલીસ **ઝવરા** સોનીને બોલાવી હાજર કર્યો.

જજ—તમારૂં નામ.

**સોની**—મારૂં નામ **ઝવરો.**

જજ—તું શાનો ધંધો કરે છે.

**સોની—**સાહેબ, સોનીનો છોકરો તો સોનીનોજ ધંધો કરે તે બીજું શું કરે, અમે તો અભણ રહ્યા તે મેહેનતનું કામજ કરીએ.

જજ—ઠીક, આ શેઠને ઓળખો છો કે ?

**સોની**—જીહા ઘણી ખુશીથી. બાર મહીને બસો રૂપિઆ આપે છે કેમ ના ઓળખીએ.

જજ—ઠીક ત્યારે તેં એમના દાગીના ઘડયા છે ? તું નામું ઠામું રાખે છે ?

**સોની**—જીહા. અમો તે માલધણી પાસેજ ચોપડામાં લખાવીએ છીએ, જુઓ સાહેબ આ રહ્યો ચોપડો ( ચોપડો આપે છે ) જે હશે તે જડી આવશે. આપણે કયાં ભણેલા છીએ તે ચોપડે લખી આપીએ.

જજ—( ચોપડો જોઇને ) ખરેખર આ ચોપડામાં તેણે બતાવ્યું ને તોલ કીંમત અને નીશાનીઓ મળે છે, માટે આ શેઠના દાગીના જરૂર આ લોકો લેઇ ગયા હોવા જોઇએ.

શેઠ—કાંઇ એમાં શક છે ! ખરેખર લેઇજ ગયા છે. લુચ્ચાઓ માહા બદમાસ છે, માટે ભારે સજા કરજો સાહેબ.

જજ—ઠીક મારે તમારી સલાહની કાંઇ જરૂર નથી ( ગુનેગારો તરફ જોઇને ) તમો અહીં કયાં રહો છો ?

**બંને—શહેર બાહાર માહાદેવમાં મહાત્માએ એક ઓરડી આપી છે તેમાં રહીએ છીએ.**

જજ—તમારે પરદેશ ફરવાનો સબબ.

**બંને**—ધંધા અર્થે.

**જજ—શું પરદેશમાં આવી આવોજ ધંધો કરો છો કે?**

બંને—જીના. **અમો નિર્દોષ છીએ** આપ ન્યાયાધીસ છો પુરે-પુરી તપાસ કરશો તો સત્ય જણાઇ આવશે.

જજ—આથી વધારે સાચ જુઠ તમારામાંજ કહેવા પ્રમાણે હવે મારે શું જોવાનું બાકી છે? જે હોય તે જોઉં. હવે તો માત્ર તમારી રહેવાની કોટડીએ જપ્તી મુકી જોવી જોઇએ.

**બંને**—ખુશીની સાથે જપ્તી મુકી જુઓ. અમને સાચાને શું હરકત છે.

**જજ**—સીપાઇ જાઓ હાલને હાલ આ લોકો ગામ બહારના માહાદેવમાં રહે છે તો તેમની કોટડીએ આ શેઠને લેઇ જઇ જપ્તી મુકો, અને માલ શેઠનો નીકળે તો લેઇ અહીં આવો.

હુકમ થતાની સાથે એક જમાદાર અને બે ત્રણ સીપાઇ અને લુચ્ચો શેઠ તે કોટડીએ જપ્તી મુકવા ગયા. રસ્તામાં જતાં આ શેઠે સીપાઇઓને તેમજ જમાદારને વાત છુપાવા માટે મારે પાંચ પચાસ રૂપિઆ આપવા માંડયા પણ સીપાઇઓએ તે વેળા બીલકુલ ના પાડી અને ઉલટા શેઠને ધમકાવી કાઢયા. ત્યાં જઇ જુએ છે તો કોટડીમાં રાંધવાના બે વાસણ અને થોડાક કપડાં સીવાય કાંઇ પણ નહોતું. શેઠે તે સામાન પૈકી પોતાનો સામાન છે એમ કીધું નહીં એટલે પોલીસ સાથે જમાદાર અને શેઠ જજની રૂબરૂ આવ્યાં અને કાંઇ માલ નથી એમ જમાદારે અને શેઠે જાહેર કર્યું પછી શેઠ બોલ્યો

"સાહેબ. માલ તે કોટડીમાં રહેવાદે ! એ તો કોણ જાણે ક્યાંએ દાટયો હશે, પણ ભગવાન કાંઈ છોડવાના છે પારકો માલ પચાવી જવો છે તે કાંઇ ભગવાન પચવો દે ખરો કે ! એ તો પ્રભુ ખરે-ખરા ન્યાઇ છે."

આ પ્રમાણે શેઠે જુઠો ડોળ દેખાડવા માંડયો એટલે સાહેબે તો-હમતદારોને કહ્યું કે તમારા ઉપર આ શેઠના દાગીના ઉઠાવી ગયાનું તોહમત સાબીત થાય છે તેથી તમને કાયદા પ્રમાણે સાત સાત વર્ષની સજા ફરમાવવામાં આવે છે.

આ સજા સાંભળતાંજ બંનેના હોશ કોશ ઉડી ગયા, અને મુ-રછાગત થઇ પાંજરા નીચે પડી ગયાં. સુધીમાં આવતાં સીપાઇએ તેમને મુશકે ટાટ બાંધી જેલખાનામાં દોરી ગયાં.

બંને દુ:ખી પતી પત્નિ લાચારીથી દુ:ખ સહન કરી સીપાઇઓ સાથે જેલમાં દાખલ થયાં. અહીં પારકા પ્રદેશમાં તેઓનું કોણ બેલી હતું ? કોઇ નહીં. માણુસના કર્મમાં જે કાળે જે બનવાનું હોય છે તે બને જાય છે.

આ કેસનો ચુકાદો આપ્યા પછી જજને આ કેસ માટે જાદેને જાદે ચિન્તા થવા લાગી, અને તેને અંત:કરણમાં એમ લાગતું કે આ ન્યાય આજ બરોબર આપી શકાયો નથી. બાઇ એમ કહેતી હતી કે આ લુચ્ચો છે. વખતે તેણે આ બાઇ પરદેશી જાણી આબરૂ લેવાની ખાતર પોતાના ઘરમાં દાગીના સંતાડી ગળે પડયો હશે તો તેમ બને કે નહિં ? બનેજ બનવા જેવુંજ છે. માટે મારે આ કેસની આગળ વિશેષ તપાસ કરવી ઘટે છે. જો વિશેષ તપાસ નહીં કરૂં અને આ નિર્દોષ બંને માર્યા જશે તો ઇશ્વરનો મારા પર કોપ લાગશે. કોઇ વખત આ રાજ્યમાં અન્યાય કે અધુરો ઇન્સાફ થયો નથી તો મ્હારે

પુરી તપાસ આ બાબત માટે કરવીજ જોઇએ. આ પ્રમાણે જજ સાહેબે પોતાના મનમાં ધાર્યું પછી પોતે સાચો ન્યાય શોધવાની ખાતર બ્રાહ્મણના વેષે એ શેઠીઆના મહોલ્લામાં બીજે દીવસે સાયંકાળ સમયે ગયા. તે વખતે શેઠ ઘેર ન્હોતા પણ શેઠની સ્ત્રી હતી. બાઇ પવિત્ર અને સાચુ બોલનારી હતી તેમજ તેનો દીકરો પણ તેવોજ હતો માત્ર આ કર્મહીણુ શેઠજ બદદાનતનો, લુચ્ચો અને પાજી હતો. બાઇને આ જજ બ્રાહ્મણે તેનું નામ તેના છોકરાનું નામ સંકેત પ્રમાણે જાણી લીધા હતા તે પ્રમાણે કહ્યું પછી બ્રાહ્મણે બાઇને કહ્યું કે આઠ દીવસ ઉપર તમારે ઘેર ચોરી થએલી હોવી જોઇએ કેમકે મ્હારા જોશમાં આવે છે આ સાંભળી બાઇ બોલી માહારાજ ટીપણાને ધોઇ નાંખો અહીં તો ચોરી ગોરી કંઇ થઇ નથી એ તો મારા પતિએ બીચારા બે માણસને સાત સાત વર્ષની સજાએ પોહોંચાડયાં છે. બાઇ હું શું કરૂં મ્હારો પતિ બારકમીં છે ભાઇ સાહેબ કોઇના મોઢે વાત ના જાય, નહિ તો તે મને મારી નાંખશે. જુઓ માહારાજ એમ બન્યું કે એ બાઇને તેણે ખરાબ ચાલે ચાલવા કહ્યુ, તો તેણે તેને ધીક્કારી કાઢયો અને તે બાબત માટે ઘણો તીરસ્કાર કર્યો પછી તેણે મને કહ્યું તું કે એને ગમે તેમ કરી ફોસલાવ મેં પણ તેમને સાફ ના પાડી, પછી મારા મુર્ખ પતિએ મને કહ્યું કે, "મારા લાખ રૂપિઆ ખર્ચ થશે તો પણ મારૂં નાહી માનનારા બંનેને સજામાં મોકલાવીશ.' એવી મને દેહશત બતાવી જણસોનો દાબડો સતાડયો અને મને તો ના ફસાવી પણ પેલી બાઇને ને તેની સાથે આદમી છે તે બંનેને ફસાવ્યાં. મને ના ફસાવી તેનું કારણ એજ કે હું તે વાત જાણુતી હતી, નહિં તો તે મને પણ ફસાવતાં વાર કરે નહિં તેવો છે એ.

બ્રાહ્મણ—બાઇ શાસ્ત્ર કાંઇ ખોટું હોય કે શાસ્ત્રમાં જે હોય તે સઘળું સાચુંજ આવે.

બાઈ—માહારાજ એ દાગીના તમને નજરે દેખાડું તો ખરૂં માનો કે નહીં અને શાસ્ત્ર ખોટું છે, એમ કબુલ કરો કે નહીં.

બ્રાહ્મણ—હા જો નજરે જોઉં તો એ વાત ખરી માનું.

છોકરો—હા. હા. માહારાજ મારા બાપાએ પેલા પાટડામાં ઘરાણું ઘાલ્યું છે મહીં મારો કંદોરોએ છે.

બ્રાહ્મણ—વારૂ. બાઈ ખરી વાત છે કે કેમ તે મારે જોવું છે.

આ પ્રમાણે છોકરા સાથે અને બાઇ સાથે વાત થઇ પછી બાઇ તે દાબડો સહીસલામત લાવી માહારાજને બતાવવા લાગી માહારાજે સર્વ દાગીના નોંધ પ્રમાણે બરાબર તપાસી જોયા અને બાઇને કહ્યું કે બેહેન મુકી દો વળી જો તે આવી જશે તો તમને પાછો હેરાન કરશે તે સંભાળીને મુકજો, બરાબર ગણી લેજો કેમકે હલકુ લોહી હવાલદારનું અમે રહ્યા બ્રાહ્મણ વખતે એક ઓછો થાય તો શેઠ કેદમાં નંખાવ્યા વિના છોડે નહીં માટે બરોબર ગણી કરીને તપાસીને મુકજો પણ આ વાત મારા શાસ્ત્રમાં ખોટી શામાટે પડે.

બાઈ—ભાઇ કેસ ચાલ્યો તો પણ માલ ગયો ન્હોતો.

બ્રાહ્મણ—ત્યારે બરોબર મારા જોવામાંજ ભુલ થઇ ફરી જોઉં. ( એમ કરીને ) હા બેહેન એમજ આવે છે ધ્યાન કરીને બરોબર જોયું તો કેસ ચાલ્યો હતો પણ દાગીના ગયા નથી કાયમજ છે પણ કેસ દાગીનાનો હતો એમ આવે છે.

બાઇ—હા હવે બરોબર. તમારા બોલવામાં જરા ભુલ થઇ ગઇ હશે,, હશે ! આપણે ક્યાં હવે એની પંચાત છે આ તો તમને ખાત્રી કરી આપી ન્હોતા માનતાને.

**બ્રાહ્મણ**—હા બાઇ મારી ગણત્રીમાં ખરેખર ભુલજ નીકળી, હ્યો હવે બીજે કાંઇ જઇશું. કાંઇ બે ઘેર ફરીએ તો કાંઇ પેટનું મળી આવે, વળી અહીં વધારે વાર બેસું અને આ વાત તમારા પતિ જાણે તો પાછા તમને લડે માટે હું વિદાય થાઉં છું અને તમો હતું ત્યાં ગોઠવી મુકી દો, કેમકે તમારા પતિ અન્યાડી માણસ છે.

**બાઇ**—માહારાજ કાંઇ ભીક્ષા તો લેતા જાઓ તમે આટલા ખોટી થયા અને ભ.ક્ષા ન આપું તો મહાપાપ કહેવાય માટે ઉભા રહો કાંઇ આપું

આટલું કહી બાઇ ઘરમાં લેવા ગઇ એટલે મહારાજે ચાલતી પકડી. બાઇ બહાર આવીને જુએ છે તો કોઇ મળે નહીં બાઇ એમ સમજી ગઇ કે આ તો ખરેખર પરમેશ્વરજ માહારે ઘેર પધારેલા. હાય ! હાય ! મેં પાપણીએ મારા ધણીને સદ્બુદ્ધી માટે વચન પણ ના માંગ્યું. હું કેવી અભાગણી ! મેં નીહાળીને દર્શન પણ ના કર્યાં અરેરે ! હું કેવી દુરભાગી ! હશે જે થઇ તે ખરી. હું પવિત્ર છું તો ભગવાન વળી બીજી વખત દર્શન દેશે. એવા એવા વિચારો કરતી બાઇ પોતાના ઘરકામમાં ગુંથાઇ ગઇ. થોડીવારે તેનો પાપી પતી બજારથી આવ્યો એટલે બાઇએ પોતાને ઘેર પરમેશ્વર પધાર્યા હતા તે વાત પોતાના પતિને કહી. તેણે તે વાત જુઠી માની, ત્યારે બાઇએ કહ્યું કે "તમારા કેસની સઘળી વાત તેમણે મને કહી બતાવી હું ભીક્ષા આપવા અંદર લેવા ગઈ એટલામાં તો અલોપ થઇ ગયા. હું કેવી દુર્ભાગીણી કે મેં તેમના નિહાળીને દર્શન પણ કર્યાં નહિ. હું પવિત્ર છું, તો વળી બીજી વખત પણ દર્શન દેશે ભગવાન પવિત્રને તો સાચા

દીલથી દર્શન દેશેજ, માટે એક વખત ફરીને દર્શન દેશેજ મને ખાત્રી છે એ મારો વીશંભરનાથ મને જરૂર દર્શન દેશે."

આ બાઇ તો આની આ વાતમાં છેક ગાંડા જેવી બની ગઇ અને તેને નીરંજન નિરાકારમાં બરોબર ચીત ચોટયું કેમકે તે દાખલો તેવીજ રીતનો બન્યો હતો તેથી તે તો ભગવાનને મળવા-નાજ વિચારો હંમેશ હૃદયમાં કર્યા કરતી.

**પતિ**—અરે શું તારૂં કપાળ ! એવા તો ઘણાએ ધુતારા રખડયા કરે છે જો જે ઠગાતી બગાતી, કાંઇ આપ્યું તો નથીને ?

**બાઇ**—ના દાણા લેઇને ઘરમાંથી આવી પણ તેઓ તો અલોપજ થઇ ગયા તોપછી શું આપુ ? કોને આપું ? મારા કરમને ! અરેરે મારા નસીબના જોગ કડણુ ! નહી તો મને પેહેલીજ જરૂર ખબર પડત. પણ જે કાળે જે બનવાનું હોય છે તે બને જાય છે. મને વિશ્વાસ છે કે તે મને એક વખત તો જરૂર મળશેજ, એ દયાળુ માહ દયાવંત છે એમનો મને ભરૂસો છે, માટે મળશેજ.

આ પ્રમાણે વિચાર કરતી બાઇ બજારથી આવેલા પતિને જમાડી પોતે તથા છોકરાને જમાડી રાત્રી પડવાથી સર્વે નિંદ્રાદેવીને આધીન થઇ ગયા.

---

## પ્રકરણ ૨ જું.

### સત્ય ન્યાય.

**દોહરો.**

**પાપ કપટ પ્રગટી ગયું, સત્ય થયો ઇન્સાફ**<br>
**પણ પવિત્રતાના સબબથીજ શેઠ બચ્યા છે આપ.**

આ ન્યાય આજ બરોબર આપી શકાયો નથી. બાઇ એમ કહેતી હતી કે આ લુચ્ચો છે—વખતે તેણે આ બાઇ પરદેશી જાણી આબરૂ લેવાની ખાતર પોતાના ઘરમાં દાગીના સંતાડી ગળે પડયો હશે તો તે બને કે નહિં? બનેજ, બનવા જેવુંજ છે. માટે મારે આ કેસની આગળ વિશેશ તપાસ કરવી ઘટીત છે. જો વિશેષ તપાસ નહીં કરૂં અને આ નિર્દોશ બંને માર્યા જશે તો ઇશ્વરનો મારા પર કોપ લાગશે. વળી કોઇ વખત આ રાજ્યમાં અન્યાય કે અધુરો ઇન્સાફ થયો નથી. તો મ્હારે પુરી તપાસ આ બાબત માટે કરવીજ જોઇએ. આ પ્રમાણે જજ સાહેબે પોતાના મનમાં ધાર્યું પછી પોતે સાચો ન્યાય શોધવાની ખાતર બ્રાહ્મણના વેષે આ શેઠીઆના મેહેલામાં બીજે દીવસે સાયંકાળ સમયે ગયા. તે વખતે શેઠ ઘેર ન્હોતા પણ શેઠની સ્ત્રી હતી. બાઇ પવિત્ર અને સાચુ બોલનારી હતી તેમજ તેનો દીકરો પણ તેવોજ હતો માત્ર આ કર્મહીણ શેઠજ બદદાનતનો લુચ્ચો પાજી હતો—બાઇને તેના ધણીનું નામ તેના, છોકરાનું નામ, સંકેત પ્રમાણે જાણી લાવ્યા હતા. તે પ્રમાણે કહ્યું પછી બ્રાહ્મણે બાઇને કહ્યું કે આઠ દીવસ ઉપર તમારે ઘેર ચોરી થઇ હોવી જોઇએ કેમકે મ્હારા જોશમાં આવે છે. આ સાંભળી બાઇ માહારાજ ટીપણાબીપણાં ચોઇ નાખો. અહીં તો ચોરીએ નથી થઇ અને ચાડીએ નથી થઇ. એ તો મારા પતિએ બીચારા માણસને સાત સાત વર્ષની સજાએ પોહોંચાડયાં છે ભાઇ હું શું કરૂં મ્હારો પતિ જારકર્મી છે ભાઇ-સાહેબ કોઇના મોઢે વાત ના જાય નહી તો તે મને મારી નાંખશે. જુઓ માહારાજ એમ બન્યું કે એ બાઇને તેણે ખરાબ ચાલે ચાલવા કહ્યું તો તેણે તેને ધીક્કારી કાઢયો અને તેને ઘણો તે બાબત માટે

તીરસ્કાર કર્યો. પછી તેણે મને કહ્યું કે તું એને ગમે તેમ કરી ફસાવ, મેં પણ તેમને સાફ ના પાડી પછી મુર્ખ પતિએ મને કહ્યું કે લાખ રૂપિઆ ખર્ચ થશે પણ તને ને તેને બેને સજામાં મોકલાવીશ એવી મને દેહશત બતાવી જણસોનો દાબડો સંચમાં સંતાડયો અને મને તો ના ફસાવી પણ પેલી બાઇને ને તેની સાથે આદમી છે તે બંનેને ફસાવ્યાં. મને ના ફસાવી તેનું કારણ એજ કે હું તે વાત જાણુતી હતી. નહિં તો તે મને પણ ફસાવતાં વાર કરે નહિં.

**બ્રાહ્મણ**—બાઇ શાસ્ત્ર કાંઇ ખોટું હોય કે શાસ્ત્રમાં જે હોય તે સઘળું સાચુંજ આવે.

**બાઇ**—માહારાજ એ દાગીના તમને નજરે દેખાડું તો ખરૂં માનો કે નહીં અને શાસ્ત્ર ખોટું છે એમ કબુલ કરો કે નહીં.

**બ્રાહ્મણ**—હા, જો નજરે જોઉં તો એ વાત ખરી માનું.

**છોકરો**—હા હા મહારાજ મારા બાપાએ પેલા પાટડામાં ઘરાણું ઘાલ્યું છે મહીં મારો કંદોરોએ છે.

**બ્રાહ્મણ**—વારૂ ભાઇ ખરી વાત છે.

આ પ્રમાણે છોકરા સાથે અને બાઇ સાથે વાત થઇ પછી બાઇ તે દાબડો સહીસલામત લાવી મહારાજને બતાવવા લાગી મા-હરાજે સર્વ દાગીના ટુંપ પ્રમાણે બરાબર તપાસી જોયા અને બાઇને કહ્યું કે બેહેન મુકીદો વળી જો તે આવી જશે તો તમને પાછા હેરાન કરશે સંભાળીને મુકજો બરાબર ગણી લેજો કેમકે હલકુ લોહી હવાલદારનું અમે રહ્યા બ્રાહ્મણ વખતે એક ઓછો થાય તો શેઠ કેદમાં નંખાવ્યા વિના છોડે નહીં. માટે બરાબર ગણી કરીને તપાસીને મુકજો, પણ આ વાત મારા શાસ્ત્રમાં ખોટી શા માટે પડે.

**બાઇ**—ભાઇ કેસ ચાલ્યો તો પણ માલ ગયો નહોતો.

બ્રાહ્મણ—ત્યારે બરોબર મારા જોવામાંજ ભુલ લાગ્ય ફરી જોઉં. ( એમ કરીને ) હા બેહેન એમજ આવે છે મેં રમળ કરીને બરોબર જોયું તો કેસ ચાલ્યો તો પણ દાગીના ગયા નથી કાયમજ છે પણ કેસ દાગીનાનો હતો એમ આવે છે

બાઇ—હા હવે બરોબર તમારા બોલવામાં જરા ભુલ થઇ ગઇ હશે અશે આપણે ક્યાં હવે એની પંચાત છે આ તો તમને ખાત્રી કરી આપી ન્હોતા માનતાને.

બ્રાહ્મણ—હા બાઇ માહારી ગણત્રીમાં ખરેખર ભુલજ નીકળી, ત્યો હવે બીજે કાંઈ જઇશું. કાંઇ બે ઘેર ફરીએ તો કાંઈ પેટનું મળી આવે. વળી અહીં વધારે વાર બેશું અને આ વાત તમારા પતિ જાણે તો પાછા તમને લઇ માટે હું વિદાય થાઉં છું. અને તમો હતું ત્યાં લોઢી મુકી દો કેમકે તમારા પતિ અંન્યાડી માણસ છે.

બાઇ—માહારાજ કાંઇ ભીક્ષા તો લેતા જાઓ તમે આટલા ખોટી થયા અને ભીક્ષા ના આપું તે તો મહાપાપ કહેવાય માટે ઉભા રહો કાંઇ આપું.

આટલું કહી બાઇ ઘરમાં લેવા ગઇ એટલે મહારાજ ચાલતી પકડી ગયા. બાઇ બાહાર આવીને જુએ છે તો કોઇ મળે નહીં બાઇ એમ સમજી ગઇ કે આ તો ખરેખર પરમેશ્વરજ માહારે ઘેર પધારેલા હાય હાય મેં પાપણે મારા ધણીને સદબુદ્ધી માટે વચન પણ ના માંગ્યું હું કેવી અભાગણી મેં નીહાળીને દર્શન પણ ના કર્યાં અરેરે હું કેવી દુરભાગી અશે જે થઇ તે ખરી. હું પવિત્ર છું તો ભગવાન્ બીજી વખત દર્શન દેશે એવા એવા વિચારો કરતી બાઇ પોતાના ઘરકાંમમાં ગુંથાઇ ગઇ થોડીવારે તેનો પાપી પતી બજારથી આવ્યો એટલે બાઇએ પોતાને ઘેર પરમેશ્વર પધાર્યાં હતા તે વાત

પોતાના પતિને કહી. તેણે તે વાત જુઠી માની ત્યારે બાઇએ કહ્યું કે તમારા કેશની સગળી વાત તેમણે મને કહી બતાવી; હું ભીક્ષા આપવા અંદર લેવા ગઇ એટલામાં તો અલોપ થઇ ગયા. હું કેવી દુર્ભાગીણી કે મેં તેમના નીહાળીને દર્શન પણ ન કર્યાં અરે હું પવિત્ર છું તો વળી બીજી વખત પણ દર્શન દેશે ભગવાન પવિત્રને સાચા દીલથી દર્શન દેછેજ મને ખાત્રી છે એ મારો વીશંભરનાથ મને જરૂર દર્શન દેશે.

આ બાઇ તો આની આ વાતમાં છેક ગાંડા જેવી બની ગઈ. અને તેને નીરંજન નીરાકારમાં બરોબર ચીત ચોટયું, કેમકે તેને દાખલો તેવીજ રીતનો બન્યો હતો; તેથી તેને ભગવાનને મળવાનાજ વિચારો હંમેશા હ્રદયમાં કર્યા કરતી.

**બાઇના પતિ**—અરે શું તારૂં કપાળ એવા તો ઘણાએ ધુતારા રખડયા કરે છે જોજે ઠગાતી બગાતી કાંઈ આપ્યું તો નથીને

**બાઇ**—કહે ના દાણા લેઇને ઘરમાંથી આવી પણ અલોપ થઇ ગયાને શું આપું કોને આપું મારા કરમને અરેરે મારા નશીબના જોગ કઠણ. નહીં તો મને પેહેલી જરૂર ખબર પડત પણ જે કાળે જે બનવાનું હોય છે તે બને જાય છે. મને વિશ્વાસ છે કે તે મને એક વખત તો જરૂર મળશેજ એ દયાળુ માહા દયાવંત છે એમનો મને ભરૂસો છે માટે મળશેજ.

આ પ્રમાણે વિચાર કરતી બાઇ પોતાના બજારથી આવેલા પતિને તથા છોકરાને જમાડી રાત્રી પડવાથી નિંદ્રાદેવીને આધીન થઇ ગયા

# પ્રકરણ ૩ જું.



## સત્ય ન્યાય.

### દોહરો.

પાપ કપટ પ્રગટી ગયું સત્ય ધર્યો ઈન્સાફ,
( પણ ) પવિત્રતાના સબબથીજ શેઠ બચ્યા છે આપ.

**જજ સાહેબ**—પુરતી રીતે તપાસ કરી પોતાને ઘેર આવ્યા અને કરેલી સજા માટે અતિશય શોચ કરવા લાગ્યા રાત્રેને રાત્ર પેલા બંને સ્ત્રી પુરૂષને જેલખાંનામાંથી બાહાર કાઢી લાવ્યા. અને તેઓને પોતાની નજદીક પોતાની સારવાર હેઠળ રાખ્યા.

આ લોકોના મનમાં આવ્યું કે રખેને વળી કાંઇ વિશેષ સજા કરવા બોલાવતા હોય, એમ ધારી થર થરતા અને કંપતા કંપતા બેડીઓ સહીત જજ પાસે આવી ઉભાં રહ્યાં.

**જજ**—તમો બંનેને છુટા કરવામાં આવે છે. તમો બંને નિર્દોષ છો તમારો ન્યાય સહવારે કોર્ટમાં થશે હાલ તમો આ સાથેનું ખાલી મકાન છે ત્યાં રહો અને આનંદ કરો તમો તદન નિર્દોષ છો એવી મને હવે પુરી ખાત્રી થઇ છે.

**બંને**—વારૂ અન્નદાતાર તમારો ઉપકાર માનીએ છીએ કે તમો ન્યાય કરનાર ખરેખર ઇશ્વર તુલ્યજ છો. તમારૂં પરમાત્મા સારૂંજ કરશે તમારી સદ્‌વૃત્તી અને સત્ય લાગણી છે એથી પરમાત્મા તમારૂં સારૂંજ કરશે

**સ્ત્રી**—વીરા એવી **શું** આપે તપાસ કરી કે એકા એક અમોને છુટા કરવાને આપને સુઝયું ?

**જજ**—બાઇ મેં જાતે જઇ તે હરામી શેઠને ઘેર બરોબર

તપાસ કરી છે અને સઘળો માલ તે લુચ્ચાના ઘરમાંજ છે હવે હું તે માલ કોર્ટમાં મંગાવું છું. અને તે સઘળાનો ન્યાય કોર્ટમાં કરીશ.

**બંને**—વાહ સત્યવક્તા તમારી બુદ્ધીને ધન્ય છે આટલી વાત કરી ત્રણે જણા પોત પોતાના મુકામે નીંદ્રાદેવીને આધીન થઇ ગયાં.

બીજે દીવસે જજે ફોજદારને બોલાવવા માણસ મોકલ્યું એટલે થોડીજવારમાં ફોજદાર આવી હાજર થયો.

**જજ**—તમો હેમચંદ શેઠને ઘેર જઇ મુકો, તેના ઘરના પાટડામાં સંચ છે તે સંચમાં તેણે આ લોકોને બદદાનતથી ફસાવવાની ખાતર તમામ દાગીના સંતાડ્યા છે; તે પંચ સમક્ષ કોર્ટમાં લેઇ આવો.

**ફોજદાર**—વાહ સાહેબ.

કહી. ફોજદાર એક જમાદાર અને બે ચાર સીપાઇઓ સહીત હેમચંદ શેઠને ઘેર ગયા.

**જમાદાર**—હેમાભાઇ છો કે ?

**ઘરમાંથી**—હાજી કોણ હશે ?

**જમાદાર**—સરકારી અમલદાર.

**શેઠ**—આવો આવો સાહેબ. પધારો કેમ આવવું થયું છે કાંઇ હુકમ ફરમાવો સાહેબ.

**જમાદાર**—હુકમ કાંઇજ નથી પરંતુ તમારે ત્યાં સરકારના હુકમથી જપ્તી છે.

**શેઠ**—શી બાબતને માટે ?

**જમાદાર**—પેલી તમારી ચોરીના સંબંધમાં.

**શેઠ**—તે કેસ તો પતી ગયો છે ને વળી જપ્તી શાની.

**જમાદાર**—તે તો સરકાર જાણે અમે તો ચીઠીના ચાકર.

**શેઠ**—( આ વાત સાંભળી શેઠના પેટમાં તેલ વેડાયું ને અ-

નિશ્ચય ગભરાવા લાગ્યા, અને વિચાર કરવા લાગ્યા કે હવે શું કરીશ. ભોગ લાગ્યા માલ જરૂર પકડાઇ જશે. જરૂર કોઇ માણસે કાંઇ પત્તો આપ્યો લાગે છે. તે વિના ફરીથી કામ ઉપડી શકેજ નહિં. હાય હાય આ તો **હાથના કર્યાં હૈયે લાગ્યાં** પારકાનું બુરૂ કરતાં મ્હારૂંજ બુરૂ થઇ ગયું હવે શું ઇલાજ ચાલે. માલ હવે બીજે ખસેડાય તેમ નથી કેમકે ઓચીન્તા આવ્યા છે. કાંઇ જમાદાર રૂસવત લેઇ માલ ખસેડવા દે તેવાં નથી, હવે બધા વિચારો નકામાજ છે માટે હવે તો પ્રભુ કરે તેજ ખરૂં એમ ધારી બોલ્યો. ભલે તમારે જમી કરવી હોય તો કરો પણ ઘરમાં તો કાંઇ નથી, લુચ્ચાઓ ચોરી ગયા એટલે ઘરમાં શું હોય?

**જમાદાર**—ભલે ઘરમાં નહી હોય તો પાછા જઇશું પણ જમી તો કરવીજ પડશે.

શેઠ—બ......હુ......સારૂ......ભ......લે......કરો (થર થરતી જીભે ગભરાતા ગભરાતાં શેઠ બોલ્યા.)

એટલે જમાદારે ચાર શાહુકારોને પંચમાં બોલાવી ઘરની ઝડતી લીધી. સર્વ ઠેકાણાં તપાસ્યાં પછી પાટડાનો સંચ જોવા લાગ્યા. તો સંચમાંથી શેઠનો લખાવેલો તમામ માલ મળી આવ્યો. તુરતજ શેઠને હાથમાં બેડીઓ જમાદારે પેહેરાવી દીધી. પછી માલ સહીત શેઠને કોરટમાં દોરી ગયા.

કચેરીમાં તમામ માલ અને શેઠને જજ પાસે રજુ કરી દીધા શેઠની આંખ્યોમાંથી ડરક ડરક આંશુ પડવા લાગ્યા એટલે જજે કહ્યું. કેમ શેઠ આ માલ ક્યાંથી મળી આવ્યો.

**શેઠ**—મારા ઘરમાંથી.

**જજ**—તે તમારા ઘરમાં ક્યાંથી આવવા પામ્યો.

શેઠ—તે તે તે તે તે તે તે તે તે મ મ મ મ મ મ મ ને ને ને ને ખબર ન ન ન ન નથી.

જજ—કેમ બરોબર જવાબ આપતા નથી. સીધો જવાબ આપો; હવે તમારૂં પોગળ બધું ખુલ્લું પડી ગયું છે. લુચ્ચા બદમાસ, શેઠીઆ નામ ધરાવી લોકોને પાયમાલ કરવા યુકતીઓ રચવામાં પાછા પડતા નથી અને વિના વાંકે નીરપરાધીને સજાએ પોચાડો છો; તમો દુન્યામાં સફેત ઠગ છો તમારા જેવા નીચ પાપીઓને દેહાંત દંડ સુધાની શીક્ષા કરીએ તો ઇશ્વર જરૂર રાજીજ રહેશે બોલો આ માલ તમોએ જનતે તમારી ખોટી દાનતથી સંતાડયો હતો તે કબુલ કરો છો કે નહિ જો ના કબુલ કરતા હો તો હું સાબીત કરવા માટે પુરાવા માગું.

શેઠ—સાહેબ શું ના કહું, મેં પાપીએજ એ માલ સંતાડયો છે. અને મેંજ તે લોકોને મારી બદદાનતથી કેદમાં નંખાવ્યા છે હવે હું વિશેષ શું પુરાવો માગું—મ્હારી ભુલ હું મ્હારી મેળેજ કબુલ કરૂં છું.

જજ—શેઠ તમો શેઠ નહિ પણ તમને શેઠની ઉપમા આપવી વ્યાજબી છે તમો દુન્યામાં ઉજળા ફરી લોકોને ખોટા વીશ્વાસ આપી ગળે પડી ફસાવો છો તેમજ તેઓની આબરૂ લેવામાં જરી પણ કચાસ કરતા નથી. તેમજ કોઇને દેહાંત દંડ થાય ત્યાંસુધીની સજામાં પણ પોચાડતા ડરતા નથી એવા તમે નીચ અધમ પાપી ચંડાળ શેઠ નહીં પણ શઠને મ્હારે ભારે શીક્ષા કરવી જોઇએ.

શેઠ—માહારાજ હવે કદી પણ મ્હારાથી કોઇ પણ ગુન્હો નહિ બને માટે આટલો ગુન્હો માફ કરો એક વખત તો જમરાજા પણ મારી બક્ષે છે.

જજ—જો તમારે સજા ન ભોગવવી હોય તો તમારી તમામ

મીલકત આ બંને સ્ત્રી પુરૂષને સોંપી દો અને જો સજા ભોગવવી હોય તો આ ચોરીનો મુદ્દા માલ તો તે બંને સ્ત્રી પુરૂષોનેજ આપવામાં આવશે અને તેઓને કરેલી સાત સાત વરસની સજા તમને કરવામાં આવશે એટલે બંનેની મળીને ચઉદ વર્ષની સજા તમને કરવામાં આવે છે. અને તમામ મીલકત સોંપી દેશો એટલે પોતાઆબેર બહાર નીકળશો તો તમોને એક વર્ષની સજા કરી ડામીસ કરવામાં આવશે–બોલો તમારો શું ઇરાદો છે.

શેઠ—વારૂ અન્નદાતાર તમારી મરજીમાં આવે તે કરો એમાં કાંઇ મ્હારૂં ઓછુંજ ચાલે તેવું છે. અન્નદાતાર સઘળું હું આપી દેવા ખુશી છું પરંતુ મને સજા નહિં ફરમાવશો એવી આશા છે.

જજ—નહિં સજા તો તમોને એક વર્ષની મળશેજ.

શેઠ—વારૂ સાહેબ જેવી આપની મરજી શું કરીએ હાથના કર્યા હૈયે વાગ્યાં. કરે તે ભોગવે પરમેશ્વરે કરોડો રૂપિઆની ઇસકામત સુઘડ બહારી અને છોકરાં નોકર ચાકર ગાડીઘોડા સઘળું આપ્યું હતું છતાં બદદાનત રાખી અઘોર કર્મ કરવામાં ખાએશ રાખી અને એવું બુરૂ કામ કર્યું જેથી મ્હારેજ ભોગવવુંજ જોઇએ: એમાં કાંઇ મીથ્યા થાય તેમ નથી. માટે હે પ્રભુ હવે તું મને સદબુદ્ધી આપજે મને પાપીઆને જે સજા આપ કરો છો તે બરોબર છે. માટે હે અન્નદાતાર ભલે સજા કરો.

જજ—(વિચાર કરીને, આ મુર્ખાની સ્ત્રી પવિત્ર છે તો તેના સામું જોતાં આ મુર્ખને સજા કરતાં વિચાર આવે છે માટે સજા એ બાઇની પવિત્રતા ઉપર ના કરવી અને તેની મુડીમાંથી દશ લાખ રૂપિઆ તે પવિત્ર સ્ત્રીને આપવા એમ ધારી ) શેઠ હવે પછી કોઇ પણ વખત આવો ગુન્હો કરશો નહીં જાવ તમને તમારી પવિત્ર

સ્ત્રીના સબબને લીધે તમને છોડી મુકવામાં આવે છે અને આ તમારી મીલકતમાંથી તમને નહિં પણ તમારી પવિત્ર સ્ત્રીને રૂપિઆ દસ લાખ આપવામાં આવે છે માત્ર તમારી પવિત્ર સ્ત્રી અને છોકરાંઓની લાગણીથીજ તેમ કરવામાં આવે છે.

શેઠ—અન્નદાતાર હવે મ્હારા શા ભોગ લાગ્યા છે કે હું ગુન્હો કરીશ તમોએ મ્હારી આબરૂ રાખી છે અને જીવતદાન આપ્યું છે અને આટલોજ જીવારો મારી સ્ત્રીને આપ્યો છે તેથી હું આપનો આભાર માનું છું આપના વચનો એક એક અમુલ્ય અને ઉત્તમમાં ઉત્તમ છે.

જજ—તમારી તમામ મુડી કેટલી છે.

શેઠ—પચીસ લાખના આશરે છે.

જજ—જાઓ તેમાંથી દસ લાખ તમારી સ્ત્રીને આપો અને બાકીના તમામ આ સ્ત્રી પુરૂષને આપો તમારી સ્ત્રીને જે દસ લાખ આપવામાં આવ્યા છે તે ઉપર તમારૂ કાંઇ ચાલવાનું નથી પછી તમારી સ્ત્રી તમોને કદાચ તમારી સારી વર્તણુંક જોઇ આપશે તો હરકત નથી. માટે તમારી તમામ મીલકત લાવી રજુ કરો. જાઓ જમાદાર સાથે-તમારી સ્ત્રી છોકરાંને પણ અહી સાથે લેતાં આવજો.

શેઠ—બહુ સારૂ સાહેબ.

આટલું કહ્યું એટલે શેઠ અને જમાદાર શેઠને ઘેર ગયા અને તમામ મીલકત લાવી કોર્ટમાં રજુ કરી અને તેની પવિત્ર સ્ત્રીને તથા છોકરાંને કોર્ટમાં આણ્યાં.

માલ આવ્યા પછી વીસ લાખ આ બંને જુના ખોટા ફસાયલાઓને આપ્યા અને દસ લાખ આ શેઠની પવિત્ર સ્ત્રીને આપ્યા.

જજ—બાઇ તમોને આ મીલકતમાંથી તમારી સદબુદ્ધી અને સદદાનતને લીધે દસ લાખ રૂપિઆ આપવામાં આવે છે. આ આપેલા રૂપિઆ ઉપર તમારા પતિનો હક નથી; અને પાછળથી તમોને તેમની ચાલ સારી લાગે અને તમો આપો તો વાંધો નથી. પરંતુ તે તમોને દબાવીને પાઇ પણ લેઇ શકવાને હક્કદાર નથી તેમણે મોહા ગુન્હો કર્યો છે છતાં માત્ર તેનીજ આબરૂ નહિં લેતાં ચાલીસ લાખ રૂપિઆની સજા કરવામાં આવે છે. તેમાં માત્ર તમારી ઉત્તમતાને લીધેજ નહિં તો દેહાંત દંડ સુધીની સજાનેપાત્ર હતા. વળી વીશેષમાં તમો જે ઘર હાલ ભોગવો છો તે ઘર પણ તમોનેજ આપવામાં આવે છે. માટે આ તમારા દુષ્ટ પતિને સુધારવા પ્રયત્નો કરજો અને સુધારજો અને કોઇ વખત કાંઇ ખોટી વર્તણુંક જુઓ તો તે ખબર અમને આપજો કે અમો ઘટતાં પગલાં ભરીશું. ( શેઠને )

જુઓ તમો હવે પછી ખોટી ચાલે ચાલ્યા કે આ તમારી પવિત્ર સ્ત્રીપર જુલમ ગુજાર્યો તો તેને માટે ઘટતો ઇલાજ લેવો પડશે અને સખ્ત સજાનેપાત્ર થશો.

શેઠ—હજુર હવે પછીની મ્હારી ચાલ માટે હું અત્યારે વિશેષ વખાણ કરૂં તે વ્યર્થ છે. પણ ટુંકમાં એટલુંજ બસ છે કે થોડી મુદતમાં આપજ મ્હારી સારી ચાલની ખાત્રી આપશો.

જજ—બહુ સારૂ જાવ, સારી ચાલે ચાલજો ( બાઇને ) બાઇ જાઓ કહ્યા પ્રમાણે વર્તજો-જે ભીક્ષા લેવાને ગઇ કાલ સાંજે તમારે ત્યાં બ્રાહ્મણ આવ્યો હતો તે બીજો કોઇ નહિં પણ હું પોતેજ હતો અને તમારી પવિત્રતા માટે મને પોતાને જાતે ખાત્રી પડી છે તેથીજ શેઠ બચવા પામ્યા છે. માટે સુખેથી જાઓ અને તેને નીતિ પર લાવવા ઉપાયો આદરજો.

આ પ્રમાણે કહ્યું એટલે શેઠ અને તેના સ્ત્રી છોકરાં પોતાના ઘર તરફ રવાના થયાં.

જજ—બાઇ તમારૂં નામ શું ?

બાઈ—મ્હારૂં નામ લલિતા છે.

જજ—તમારૂ નામ શું ?

પુરૂષ—મ્હારૂ નામ પુર્ણચંદ્ર છે ?

જજ—( આ સ્ત્રી પુરૂષોનાં નામ મારા ભાઇ અને ભાભીના જેવાં કેમ છે શું તે તો નહીં હોય. ના ના તે તો નથીજ દુન્યામાં નામ તો ઘણાના એવાં હોય છે. નામથી એ હોય એમ કેમ મનાય મારા ભાઇ પુર્ણચંદ્રનો ચેહેરો કાંઇ આવો શુકાયલો ન્હોતો અને મ્હારા પ્રિય ભાભીનો ચેહેરો પણ કાંઈ આવો ગરીબાઈ દેખાડે તેવો ન્હોતો. આતો કોઇ પરદેશી જણાય છે જો એજ હોય તો પછી મને ઓળખ્યા વિના કેમ રહે ) ત્યારે હવે તમો આ શહેરમાં કેટલો વખત રહેવાનાં છો?

પુરૂષ—લઇભગ એક માસ સુધી રહેવા વિચાર છે.

જજ—( વ્હેમથી ) તમો શા સબબથી પરદેશ નીકળ્યા છો ?

પુરૂષ—સાહેબ અત્રે આપને કહ્યું છેજ તો કે વેહેપાર સારૂં.

જજ—હા હા હું સરત ચુકો–પૈસા વિના દુર દેશાવર શું વેહેપાર કરવાના હતા ?

પુરૂષ—જી પૈસા હતા પણ વપરાઇ ગયા.

જજ—ત્યારે તમારે નિકળે કેટલો વખત થયો છે ?

પુરૂષ—છ માસ થયા હશે.

જજ—( ખરેખર આતો એજ હોવાં જોઇએ કેમકે તેઓને બાહાર ગયે છ માસ થવા આવ્યા છે. અને હું પણ માહારાજાના

ત્યાં લગભગ ચાર માસ થયા અહીં આવ્યો છું તો રખેને એ હોય તો કોણ જાણે પણ અરે! મ્હારે એ વાતની શું જરૂર છે ટુંકામાં એટલુંજ કે એ હોય તો તે મને કેમ ના ઓળખે હું કદાચ ભારે નોકરી ઉપર છું અને પેહેરવેશ ફેરવાઇ ગયો છે ને તે ન ઓળખતા હોય તો કોણ જાણે પણ ગમે તે હોય તે તો નથીજ એ તો ખાલી છે હજી બીજા કેસો ઘણા છે આવી દરેક માટે દરકારો કરીશ અને વખત ગાળીશ તો માહારાજાનો ઠપકો મળશે માટે એ લોકોને હવે રૂપિઆ આપી રજા આપું એમ ધારી.)

જજ—પુર્ણચંદ્ર તમોને તથા આ તમારી સાથે બાઇ છે તેમને બંનેને આ વાણીઆ પાસેથી લીધેલા ચાલીસ હજારના દાગીના આપવામાં આવે છે—હવે તમારે જે જગોએ જવું હોય તે જગોએ ખુશીથી જાઓ તમો ખરેખરા પ્રમાણીક અને નિર્દોષ છો.

લલિતા અને પુર્ણચંદ્ર—વારૂ સાહેબ—આપનો આભાર માનીએ છીએ.

જજ—તમો આજ ગામમાં એક માસ રહેવાના હો તો તમોને જે ઘર રહેવા આપ્યું છે તે ઘરમાં રહેવું હોય તો ખુશીથી રહેજો. આ જજને આ બંને સ્ત્રી પુરૂષ માટે પુરો વેહેમ આવતો હતો પોતે ઘણોએ વ્હેમ કાઢી નાંખવાનું કરતાં પણ તેનું અંતઃકરણ તેઓની તરફ દોરાતું હતું તેથી તેમણે બંનેને તે આપેલા મકાનમાં રહેવા પરવાનગી આપી એટલે

પુર્ણચંદ્ર—વારૂ સાહેબ આપનું કહેવું માથે ચઢાવીએ છીએ અને અમો આપને પ્રણામ કરી વિદાય થઇએ છીએ.

જજ—જાઓ ખુશીથી પધારો આ પ્રમાણે વાત કરી પુર્ણચંદ્ર અને સવિતા જજને પ્રણામ કરી જજના આપેલા મકાને ચાલીસ

લાખનો જજનો અપાવેલો માલ લેઇ વિદાય થયા અને પછી જજ બીજા કેસો ચુકવવા લાગ્યા.

પ્રિય વાંચક વૃંદો આ જજ તે કોણ હતા તે આપ સારી રીતે સમજી ગયા હશો કેમકે આ જજ આપણી વારતા પૈકીના એક નાયક પૈકી વારતા નાયક છે કે તે બીજો કોઇ નહીં પણ આપણો મનોરંજ હતો. પુર્ણચંદ્ર અને આ લલિતાના નીકળ્યા પછી બે માસે મનોરને તેની લાયકી તથા હુંશીઆરી વિશેશ સાંભળી તેથી તેને બોલાવી આ ઉત્તમ ન્યાય ચુકવવાની જગો શુપરત કરી હતી.

## પ્રકરણ ૪ થું.

## પાપીને બોધ અને મિત્રમેળાપ.

### દોહરો.

**સંગતથી સંગે ચઢે રંગતથી રહે નુર,**
**(પણ) સંગત જો સારી મળે તો કદી ઘટે નહિ નુર.**

લલિતા અને પુર્ણચંદ્ર વિપતિના વાદળમાંથી દુર થયાં અને પોતે ઇશ્વર કૃપાથી નવિ જીન્દગીમાં આવ્યાં છે એમ માનવા લાગ્યાં અને શેઠને ઘેર એકની પવિત્ર સ્ત્રી વીચાર કરવા લાગી કે.

ઓહો! સત્ય વચની અને પવિત્ર માણસોને પ્રભુ માઠા વિપતિ સમયે પણ બચાવવા ચુકતા નથી જેઓ નિતિવાન અને સાચા બોલા અને પ્રભુ પ્રેમી છે તેને ઇશ્વર સારી રીતે સાહાય કરવામાં જરા પણ ચુકતા નથી. લલિતા અને પુર્ણચંદ્રને સાત સાત વર્ષની કેદ મળી હતી છતાં પણ પરમાત્માએ તેઓને તેમના ઉત્તમ આચ-રણોથી કેવી ઉત્તમ રીતે સહાય કરી છે માટે સત્ય વચન ઉચરવું

એજ દુન્યામાં સૌથી મનુષ્યોનો પેહેલો ધર્મ છે અને એ પતિ બુરો હોય તો પણ તેની આજ્ઞામાં રહી તેને સારે મારગે દોરવા પ્રયત્નો કરવા જોઇએ એજ દુન્યામાં ખરી સ્ત્રી અને પવિત્ર પતિન કહેવાય છે. માટે મ્હારે તેમને ગમે તેમ કરી સત્ય રસ્તે દોરવા જોઇએ હવે તે કદી ને વાંકા મોં નહિજ કરે અને સત્યમાર્ગે ચાલશે એવી મને તેમની પતિત આવે છે એમ ધારી પરીક્ષા લેવા બોલી—

**સ્ત્રી**—પ્રાણનાથ તમો હવે તો બહાર જવું તજી દ્યો તો સારૂ કેમકે રાતના મને એકલીને ભય જેવું લાગે છે અને રાતના બાહાર જવું એ પણ અઘટીત છે માટે તેમ થાય તો ઘણું સારૂં.

**શેઠ**—ઓહો ! એમાં શું થઇ ગયું. રાતના બહાર નહીં જાઉં દુનીયામાં અપકીરતી થાય તે ધંધો હવે આ જીન્દગીમાં કોઇ દીવસ કરવા ઇચ્છા નથી. અરે કદાચ સારો રસ્તો હશે અને તમો સુઘડ નાર તે કરવા મનાઇ કરશો તો તે પણ કામ કરવા હું રાજી નથી બસ હવે કાંઇ—

**સ્ત્રી**—ના નાથ કાંઇ નથી. મ્હારે તો હું તમારે દુખે દુખી અને તમારે દુખે દુઃખી. ( મનમાં જો એ પૈસા ઉપરથી હક ઉઠાવ-વવાનું કહું તો પછી કોઇ દીવસ તે બગડે છે. જો ન બગડે તો મ્હારા પુર્ણ ભાગ્ય હું સમજીશ એમ ધારી ) નાથ. જજે મને રૂપિ-આની માલીક બનાવી છે પણ હું સ્ત્રી જાત પૈસાને રાખવાને લાયક નથી. પૈસો તો તમારી જ પાસે શોભે માટે નાથ લો આ કુંચીઓ તમે તમારે તમારૂ દીલ ચાહાય તે વેહેપાર નિતિનો કરો મારા નાથ હું તમોને કાંઇ દુઃખી જોવા કે ઓશીઆળા જોવા ઇચ્છતી નથી. હું તો તમોને નિતિવાન થવા ઇચ્છુછું નાથ નિતિના ફળ કેવાં છે એ આપ આ દાખલા ઉપરથી સમજી તો ગયા હશો જો કદાચ આપણું

સઘળા અનિતિ ભર્યાં હોત તો આપણો માલ જાત અને તમોને મહા દંડની સજા ભોગવવી પડત પણ નિતિએ આ બધું સાચવી રાખ્યું છે. માટે નિતિ અને સત્યતા હૃદયમાંથી કદી ખસેડવા ઇરાદો કરશો. તો ભવિષ્યમાં કોઇ બુરો વખત જોવાનો આવશે. એ ખસુસ સમજજો. લ્યો નાથ આ તીજોરીની ચાવીઓ અને સુખેથી આપ નિતિનો વેહેપાર કરી પ્રતિષ્ટીત થાઓ. એમ મારી આશીશ છે.

આ પ્રમાણે કહી તે પવિત્ર બાઇએ પોતાના પતિ ચાવીનું ઝુમખું આપ્યું પતિ તે લઇ તીજોરી ખોલી રૂપિઆ લેઇ બજારમાં ગયો અને પાછી ઝવેરીની પેઢી શરૂ કરી પોતાના પતિના પતિના ગયા પછી કોઇ પાડોસી એવી ખબર લાવ્યો કે. પેલા બે સ્ત્રી પુરૂષો જજના મકાનમાં એક માસ રહેવાના છે. આ પ્રમાણે આ શેઠની સ્ત્રીએ વાત સાંભળી એટલે વિષેશ હરખાવા લાગી કેમકે એક માસમાં તેને પોતાના પતિની ચાલ કેવી છે તે જોવાને ઉત્તમ તક મળશે એમ ધારી તે બાઇ જજજના મકાનમાં જ્યાં લલિતા અને પુર્ણચંદ્ર રહે છે ત્યાં ગઇ અને બોલી—

લલિતા બેહેન તમો અમે ત્રણું બગાડયું છે તમો દયાવાન અમને માફી આપજો.

**લલિતા**—બ્હેન એ બધું કર્મના સંજોગે બને છે તેમાં તમારો કે અમારો કોઇનો વાંક નથી. પ ·હવેથી ભુલ ન થાય તેવો તો સ્ત્રીઓએ પતિને બતાવવો જોઇએ—

 ɪᴊ—બ્હેન મેં તેમને ઠેકાણે લાવવા ઘણા ઘણા રસ્તાઓ હાથ લીધા છે. બનશે તો પ્રભુ કૃપાએ કોઇ દીવસ હવે તે આડે રસ્તે નહીં ચાલે તેવી મને રૂપિએ આઠ આની પતિત આવે છે પરંતુ એક વખત આપ પધારી તેમની ચાલતી ખાત્રી કરવા કૃપાવંત થશો.

કેમકે કહેવતમાં કહ્યું છે કે. કુતરાની પુંછડી ભોંયમાં ઘાલી તોયે વાંકી તે વાંકીજ માટે એમજ છે કે કાંઇ નિતિનો રસ્તો ગૃહણ કર્યો છે તે આપ એક વખત મારા ઉપર કૃપા કરી ત્યાં પધારશો.

**લલિતા**—બેહેન, હવે તો હું એ ઘરમાં કદી આવનારજ નથી.

**સ્ત્રી**—બેહેન, ત્યારે તમો પરગજુ શાંના કહેવાઓ તમારો આટલો બધો ગુન્હો કર્યો હતો છતાં તમો તેમને કાંઇ પણ બોલ્યાં નથી. એ તમારી નિતિની વાત કાંઇ ઓછી છે? માટે આ બેહેન ઉપર દયા લાવી મારા પતિને સુધારવામાં આટલી તમારી સંમતિ આપશો તો અમારાં બચ્ચાં તમારો ઉપકાર માનશે.

**લલિતા**—એમાં ઉપકાર માનવાનું કાંઇ કારણ નથી. જાઓ આજથી પંદરમેં દીવસે બરોબર બાર વાગે બપોરે હું તમારે ત્યાં તમને મળવાનું બ્હાનું કાઢી આવીશ તે વખતે તે મળશે કે નહિ.

**સ્ત્રી**—હા તે વખતે તે ઘેર જ હશે કેમકે બપોરે ઘેર જમવા આવે છે. તે પછી બે વાગે બહાર ચૌટે જાય છે—માટે એ વખત બરોબર છે.

**લલિતા**—વારૂ ત્યારે સુખેથી પધારો—તમારો વિવેક અને તમારા ઉત્તમ વિચાર માટે મને અત્યાનંદ થાય છે તો હું પ્રેમપુર્વક ત્યાં આવીશ. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—અવગુણ ઉપર ગુ કરે એ સજ્જન અભ્યાસ.

**સ્ત્રી**—વાહ! શું ઉત્તમ ગુણના ભંડાર છે. પ્રભુ તમારૂ પરોપકારના કરનારનું સદાય કલ્યાણજ કરશે. લ્યો બેહેન હવે હું જાઉં છું.

**લલિતા**—ભલે જાઓ.........આ તમારી અમોને આપેલી ઇરકામત તમો લેઇ જાઓ મ્હારે હરામની ન જોઇએ.

**સ્ત્રી**—બેહેન તે તમોને હરામની નથી મલી તે તમોને તમારા સારા આચરણનો પરમાત્માએ શરપાવ અપાવ્યો છે. તે ખુશીથી એમાં કાંઇ હરામની કહેવાયજ નહિ કેમકે જે ઇશ્વરે ન્યાય કર્યો તે બરાબર જ છે. ન્યાય તે આનું નામ જ ન્યાય કહેવાય—**ગાય મરે નહિં અને રતન નીકળે** તે આનું જ નામ કહેવાય. કાંઇ અમજે રૂપઆ ખર્ચતાં મ્હારી આબરૂ જળવાવાની હતી કે મારા પતિ સુધરવાના હતા? આ તો તમારો ઉલટો માહારે જન્મોજન્મ ઉપકાર માનવો ઘટીત છે—અમારૂ બીલકુલ અંતઃકરણ દુઃખાતુ નથી. તમો સુખેથી એ માલ ભોગવો અમો બંને જણ તમોને માલ આપ્યો છે તેથી ખુશી છીએ.

**લલિતા**—શું તે મુર્ખ માણુસ થોડા ઘણા સુધર્યા છે એમ તમોને લાગે છે?

**સ્ત્રી**—રહેજ સુધર્યા છે એમ લાગે છે. હજી ક્યાં દીવસો વીતી ગયા છે. વળી તમો પંદર દીવસ રહી આવો ત્યારે મને ખાત્રી કરી આપજો અને અમારી જીન્દગી સુધારજો કે અમો જન્મોજન્મ તમારા આભાર હેઠળ રહીએ.

**લલિતા**—વારૂ ત્યારે તમારૂ નામ શું?

**સ્ત્રી**—માહારૂ નામ સુલક્ષણા છે.

**લલીતા**—સુલક્ષણા બેહેન જાઓ ખુશીથી પધારો નિચિન્ત રહેજો. જાઓ માહારૂ વચન છે તમો ને તે સુધર્યા છે કે નહિ તે પુરેપુરી ખાત્રી કરી આપીશ.

**સ્ત્રી**—ત્યારે જાઉં છું બેહેન.

**લલીતા**—વારૂ પધારજો.

આટલી વાત થયા પછી સુલક્ષણા પોતાના ઘર તરફ રવાના થઇ એટલે લલીતા પુર્ણચંદ્રને કહેવા લાગી— *

પ્રિય અહિં એક માસ રહી શું કરીશું?

પુર્ણચંદ્ર—આ શહેરથી માહેતગાર થઇશું.

લલિતા—શું માહેતગાર થવામાં બાકી રહી છે તે હજી માહેતગાર થવું છે?

પુર્ણચંદ્ર—પંદર દીવસ તો રહ્યા વિના ચાલે તેમ નથીજ કેમકે તમે તે બાઇને વચન આપ્યું છે. વળી જજની રૂબરૂ એક માસ રહેવાનું બોલેલાં છીએ માટે હવે જવા માટે કહીશું તો નાહક વળી આપણે માટે તેમને ડાઉટ (વ્હેમ) આવે.

લલિતા—ભલે એક માસ રહીશું, આપણે તો જેમ તેમ કરીને જીન્દગી દેશાવરમાં ઉત્તમ કાર્યોમાંજ ગાળવી છે. તો પછી જ્યાં રહ્યા ત્યાં ઠીક છે—

પુર્ણચંદ્ર—વારૂ આપણે અહીં એક માસ રહેવાના છીએ તો પછી આપણે મનોરને કાગળ લખી મોકલવો જોઇએ અને તે નામપર મંગાવવો જોઇએ અને આપણા ખુશી સમાચાર તેને પણ પોચાડવા જોઇએ.

લલિતા—હા તે બરોબર છે–તમો કાગળ લખી કાઢો એટલે પછી બજારમાં જતી વખતે ટપાલમાં નાંખીશું.

આટલું કહ્યું એટલે–પુર્ણચંદ્ર મનોર ઉપર કાગળ લખવા ખડીઓ કલમ અને નોટપેર લેઇ બેઠો.—

લલિતા—આપણું સરનામું ચોક્કસ રીતે લખજો કે તેમનો કાગળ મળે.

પુર્ણચંદ્ર—વારૂ તેની તમારી બીલકુલ ધારતી રાખવી નહીં એમ કહી કાગળ લખવો શરૂ કર્યો.

---

શાન્તીનગર તા.

**પરમપ્રિય ભાઇ મનોરભાઇની પવિત્ર સેવામાં.**

**મુ. વિજયનગર.**

શાન્તીનગરથી તમારી હરઘડી માળા જપનાર પરદેશી પુર્ણચંદ્ર તથા તમારા વ્હાલાં ભાર્યાના ઘણા હેતથી ઘટીત વાંચશો જત અમો ખુશી આનંદમાં છીએ. રહેજસાજ દુઃખો સહન કરતાં કરતાં શાન્તીનગરમાં આવી પોહોંચ્યાં છીએ. પ્રભુની કૃપાએ હાલમાં શાન્તીનગરમાં અમારા ઉપર પરમપુજ્ય પરમાત્મા પ્રભુ અખંડાનંદની શાન્તીજયશ્રી રહેલી છે—અમો અહીં શાન્તીનગરના જજ તમારા નામરાશી અને તમારા જેવાજ સ્વરૂપવાનને ત્યાં ઉતર્યા છીએ. તેમને જોઇ તમો અમને રાત દીવસ હૃદયમાં કોતરાએલા છો જો કે હમેશ હૃદયમાંજ હતા પણ તમારા નામે નામ અને તમારાજ ચેહેરા પ્રમાણે મળતાં જોવાથી વિષેશ ઝંખના થયા કરે છે પણ શું કરીએ દુરદેશાવર છીએ મળવાનો કાંઇ ઇલાજ નથી પણ એક માસ અહીં રહેવાના છીએ તો એક રાત્રી અમોને તમારા પ્યારા મુખડાના દર્શન આપી જવા તસ્દી લેશો—તમોએ અમારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો હું કયે દીવસે અને કયારે વાળીશ તે મને હમેશ વિચારો થયા કરે છે. મેં મુરખે કાંઇ બદલો વાળ્યો નહિં અને એકદમ રીશ ચઢાવી બહાર ગામ નીકળી પડયો છું પણ પ્રભુ પાસે એટલેજ વિનંતિ કરૂં છું કે અમોને તમોને હંમેશ પ્રભુ નિતિમાં દોરે અને તમારો બદલો વાળવા પ્રભુ જલદી વખત આપે એજ વિનંતિ હાલ એજ.

લી. તમારો વિયોગી,

ભાઇ પુર્ણચંદ્ર.

---

**લલિતા**—આ તમારા દુઃખ દેનાર ભાભીના ઘણા હેતથી ઘટારત વાંચવા તરફી લેશો અને અહીં અમોને જરૂર મળી જશો. કેમકે તમારૂં મુખ જોયે લગભગ ૭ માસ થઇ ગયા છે. હાલ એજ.

લી. તમારા,

**વીયોગી ભાભી લલિતા.**

---

આ પ્રમાણે કાગળ લખી એક પરબીડીયામાં બીડી ઉપર સરનામું કરી પુર્ણચંદ્રે તે કાગળ પોતાના ગજવામાં મુકયો—લલિતા પોતાના પતિ માટે રસોઇ તૈયાર કરી રહી પછી જમી પરવારી જરા તાપ હોવાથી બપોરના વખતે આરામ લેવા વિચાર ધારી સૌ સૌની પથારીમાં આડાં થયાં લગભગ એક કલાક આરામ લેઇ પુર્ણચંદ્ર માસીક પેપર હાથમાં લેઇ વાંચવા લાગ્યા. લલિતા તેમની પાસે બેસી અને તે પણ નવાજુની સમાચાર સાંભળવાં લાગી કેમકે પુર્ણચંદ્ર પેપર મોટેથી વાંચતો હતો.

લગભગ સાંજના પાંચ વાગ્યા એટલે લલિતા અને પુર્ણચંદ્ર બજાર તરફ ફરવા નીકળ્યાં. રસ્તામાં પોષ્ટ ઓફીસ આવી ત્યાં પેલો ઉપર લખેલો કાગળ પોષ્ટના બોક્ષમાં નાંખ્યો—અને આગળ વધવા લાગ્યાં—પુર્ણચંદ્રને તેમજ લલિતાને અસલથી બાગમાં ફરવા જવાની ટેવ હતીજ તેથ તે ધીમે ધીમે બાગ સુધી આવી પોહોંચ્યાં—બાગમાં બાંકડાઓ નાંખેલા હતા તેથી બંને જણ એક બાંકડા ઉપર આવી બેઠા અને બાગની તારીફ કરવા લાગ્યા. વળી પા અડધો કલાક આમથી તેમ બાગમાં ફરવા લાગ્યાં ફુલોની મશમશાટ સુગંધીથી તેઓના મન તૃપ્ત થયાં બાહાર ગામ નીકળ્યા પછી દુઃખ અને સુખ આ શાન્તીપુરમાંજ મળ્યું.

**લલિતા**—આપણે ગમે એટલાં ફરીએ છીએ પણ મનોરભાઇ વિના તો અંધારૂંજ સમજવું–મનોરભાઇ જરા ગમતી અને ટીખલી છે. તે હોય તો આપણે કદાચ કોઇ વખત ઉદાશમાં હોઇએ તોપણ તે આપણને આનંદ પમાડયા વિના કદી રહેજ નહિં.

**પુર્ણચંદ્ર**—મનોરની કાંઇ વાત થવાની છે. એજ મનોરને માટે મને તમારે માટે શંકા હતી અને એજ મનોરને હું આજ અત્યંત પ્રમાણીક અને સાચો સ્નેહી જોઉંછું. સાચો અને પવિત્ર દેખાડનાર અને મને સંન્યાશી થએલાને તે દુન્યામાં લાવનાર તમો પવિત્ર સ્ત્રીજ છો. તમારો પણ માહારે એક મોટો ઉપકાર માનવો ઘટે છે. કેમકે એક રીતે તમો નવા જીવનમાં દોરી લાવ્યાં છો.

**લલિતા**—પ્રિય બ્હેન પતિ માટે સારા ઉપાયો દુઃખ વેઠી કરે તે શું તેણે ઉપકાર કર્યો મનાશે? નાના નહિંજ. એ તો સ્ત્રીઓની ખાસ ફરજ છે કે ગમે તેમ કરી પતિને શું રસ્તે દોરવો કે પતિને સ્ત્રી ખરાબ હોય તો શું રસ્તે દોરવી એ પતીની ફરજ છે એમાં કાંઇ પતિએ પણ ઉપકાર કર્યો એમ કદી કહેવાશે નહી. માટે નાથ તો મેં મારી ફરજ બજાવી છે. એમાં મેં કોને માટે એ કામ કર્યું છે. મારા સુખને માટેજ એ કામ કર્યું છે. તમારે માટે કર્યું તેમાં તો નવાઇજ નહિ. પણ પારકી સ્ત્રીના પતિને સુધારવા મેહેનત કરવી એ પણ ખચીત સ્ત્રીઓનો ધર્મ છે. જુઓ પેલી બાઇ સુલક્ષણાના ાઃપતિએ આપણું તો ખોટુંજ કર્યું હતું છતાં પણ મ્હારે તેના પતિને સુધારવા મેહેનત કરવી પડશે. જ્યારે આવી રીતે દરેક પર ઉપકારના કર્મોમાં આપણે રોકાઇએ ત્યારેજ આપણું જીવ્યું સાર્થક છે. નહીં તો પછી દુન્યામાં ઘણાએ અનાજ ખાઇ દહાડા કાઢે છે. જુઓ વળી આપણે કોઇને પુછીશું કે ભાઇ

શું કરોછો તો કહેશે કે ભાઇ અનાજ ખાઇએ છીએ ને દાહાડા કાઢીએ છીએ. ત્યારે શું બીજા સોનું રૂપું ખાતા હશે. ભાઇ અનાજ ખાઓ છો તે તો આખી દુન્યા ખાય છે અને તમે પણ ખાઓછો. પણ કહીશું કે કાંઇ પુરૂષાર્થ કર્યું ? તો કહેશે કે આપણે ક્યાં એવા લોચામાં પડીએ આપણે તો ખાઇ પીને આનંદ કરવું પારકી પીડા આપણે શી આપણે તો આપણું જાણીએ. આવો જવાબ મળે છે. ત્યારે એ પેટ પુંખણીઅ વાય પોતાનુંજ સારૂ ઇચ્છનારા કહેવાય, પણ જીવ્યા ક્યારે પ્રમાણ કે જ્યારે પારકાનું અને પોતાનું બન્નેનું બને ત્યાંસુધી સુધારવું ત્યારે જીવ્યું પ્રમાણ કહેવાય. નાથ હું કાંઇ તમને શીખામણ નથી દેતી તમો મ્હારા કરતાં વિશેશ સમજો છો પણ આતો સ્હેજ વાત પ્રસંગે વાતમાં કહુંછું કે લોકો આવા હોય છે. માટે આપણે તો તેવા મુર્ખ શીરોમણી કદી નજ થવું ઉચીત છે. એમ મારો સાધારણ કહેવાનો ભાવાર્થ છે.

પુર્ણચંદ્ર—વારૂ તમારૂ કહેવું બરોબર છે–પરંતુ સાંજ પડવા આવી છે લગભગ સાડા છ થઇ ગયા છે. હવે તો ઘર તરફ જઇએ તો સારૂં છે કેમકે હજુ અડધા કલાકનો રસ્તો છે અને પારકો પ્રદેશ છે માટે બનતા સુધી રાત્રીના વખતે બાહાર રહેવું એ ઠીક નથી.

લલિતા—એ આપનું કહેવું સત્ય છે. વિના ઓળખાંણે જે આપણા ઉપર તોહોમત આવ્યું હતું. તે વિના પીછાણનું ખોટું તોહોમત હતું પણ વે તો કદાચ રાત્રી પડી જાય તો વાંધો આવે નહીં કેમકે ખુદ જજે આપણને પોતાને ત્યાં રાખ્યાં છે. છતાં પણ આપણે શામાટે રાત્રીના વખતે બાહાર ફરવું. તમારૂ કહેવું બરોબર છે—

પુર્ણચંદ્ર—વારૂ ત્યારે ચાલો ઘર તરફ જઇએ—

આટલું કહી બંને ઘર તરફ જવા નીકળ્યાં. રસ્તામાં ચાલતાં જજની ગાડી ભેગી થઇ. તેથી બંને જણને જજે ગાડીમાં લેઇ લીધા જજ પણ બાહારથી ઘર તરફજ જતા હતા. અને તે લોકોને પણ ઘર તરફ જવું હતું. મુળે થાકેલાં હતાં તેથી આનાકાની નહીં કરતાં જજના બોલનું માન રાખી ગાડીમાં બંને જણ બેસી ગયાં. આ લોકોને જજ જુએ છે. એટલે તેને તુરત લલિતા અને પુર્ણચંદ્ર માટે વેહેમ ચાલે છે. તેથી ચમકીને કહે છે.

ત્યારે તમે ન્યાતે કેવા છો?

પુર્ણચંદ્ર—સાહેબ, મેં આપને તે દીવસે જણાવ્યુંજ હતું તો.

જજ—અરે હું વિસરી જાઉંછું ઘણા કેશની બીના આવે એટલી વીશરી જવાય છે.

પુર્ણચંદ્ર—કાંઇ ફીકર નહીં અમોને તે બીજી વખત કહેતાં કાંઇ હરકત નથી હજારો વાર પુછો. એમાં શું હરકત છે, અમો નાગર છીએ.

જજ—ત્યારે તમારૂં ગામ કયું?

પુર્ણચંદ્ર—અમારૂ અસલ ગામ વિજયનગર છે.

જજ—શું તમો વિજયનગરના છો? ત્યારે તો હું પણ ત્યાંનોજ છું.

પુર્ણચંદ્ર—( પુર્ણ ખાત્રી કરીને ખરેખર મનોરજ છે માટે મને સવાલ પણ કરવા દે હવે તો મિત્રતા જેવું થયું છે એટલે સવાલ પુછવામાં હરકત હોય એમ હું ધારતો નથી કેમકે તે સ્વભાવે મલતાવડા છે તામસી નથી સીધો જવાબ આપે એવા છે અને સઘળી વાત ધ્યાનમાં લે છે એમ ધારી ) ઠીક ત્યારે તો આપણે એકજ

ગામના છીએ ચાલો વિશેષ ઓળખાણ થઇ પણ આપ આંખો દાહાડી અમોને જોઇને વિચાર શા કર્યા કરો છો ?

**જજ**—મેહેરબાન મને તમારે માટે શક છે.

**પુર્ણચંદ્ર**—અરે ? વળી પાછો શક. સજા મારવી હોય તો મારોને તી અય વળી કેદમાં નાંખો છો કાણુ છો એમ કરો છો તેના કરતાં કેદમાંજ નાંખી દોને.

**જજ**—નહિં નહિં મને તેવી જાતનો શક નથી પણ તમારા ભાઇ છો એમ શક આવે છે.

**પુર્ણચંદ્ર**—હા મને પણ એવો શક આવે છે.

**જજ**—શો શક આવે છે.

**પુર્ણચંદ્ર**—માહારે એક તમારા જેવાને તમારા નામરાશી ભાઇ છે તે શક આવે છે.

**જજ**—શું લલિતા ભાભી અને પુર્ણચંદ્રભાઇ પરદેશ નીકળેલા તે તમેજ છો હવે મને પુરી ખાત્રી થાય છે.

**પુર્ણચંદ્ર**—મારા કાકાનો છોકરો મનોરભાઇ અને મારા પરમમીત્ર તે તમેજ છો.

એમ કહી બંને જણુ એક એકને ભેટી પડયા બંનેની આંખો-માંથી હર્ષના આંસુ આવવા લાગ્યાં. લલિતાની આંખમાંથી પણ આંસુ આવવા લાગ્યાં.

**મનોર**—પ્રિય ભાઇ મેં તને અને મારાં ભાભીને વિના વાંક જેલમાં રાખ્યાં અને વગર વિચારે સજા મારી મેં મુર્ખાએ પુરી તપાસ પણ ન કરી અરેરે હું કેવો અભાગી કે મેં તે વખતે પુરી તપાસ કરી નહીં.

**લલિતા**—મનોરભાઇ એમાં તમારો જરી પણ વાંક નથી. વાં અમારા નશીબમાં જેમ લખેલી હશે તે ચાર દાહાડા રહ્યાં.

નશીબના જોગ કોણ મીથ્યા કરનાર છે. પણ તમને શકા રહી ગઇ અને પાછળથી તપાસ કરી એજ તમારો મોટો ઉપકાર છે નહીં તો ક્યારનાએ જેલમાં દાળરોટલો ખાઇ સડતા હોત પણ એટલું તો ખસુસ યાદ રાખવાનું છે કે ઇશ્વર સત્યને તાજવે જરૂરા જરૂર આવી બેસે છે અને સત્ય ન્યાયજ અપાવે છે.

પુર્ણચંદ્ર—મિત્ર તું તો ઉપકાર પર ઉપકાર અસલથીજ કરતો આવ્યો છે અને કહે છે તારા ઉપકારોનો ઢગલો મારી પાસે થયાજ કરે છે હવે આ બધા ઉપકારો હું ક્યારે વાળીશ ભાઇ મેં તને આજેજ કાગળ લખ્યો છે.

**મનોર**—પ્રિય ભાઈ હું તમને જોતો અને મને તમારા વ્હેમ આવતા કે રખેને લલિતા અને પુર્ણચંદ્રભાઇ હોય. પણ વળી મનમાં એમ આવતું કે એ તો કાંઇના કાંઇ નીકળી ગયાં છે તે અહીં ક્યાંથી હોય. એમ વીચારો આવતાં અને તમને ન જોતો એટલે વળી વીસરી જતો અને જ્યારે તમને જોતો ત્યારે મને તમને પુછવાને ઉમંગ થતો પણ પુછવા જીભ ઉપડતી નહીં પણ પરમેશ્વરને આપણી પીછાન કરાવવીજ લખેલી હશે તેથીજ મને તમારાં ઉપર સ્વભાવીક રીતે દયા આવી અને આ ખાલી મારૂ મકાન સરકારી પડ્યું છે તેમાં રાખ્યાં. એ બધો પરમાત્માનો પાડ મોટો માનવાનો છે આપણે ત્રણે સાચા પ્રેમી છીએ તો પરદેશ નીકળ્યા છતાં પણ પ્રભુએ મેળવી દીધાં અને સર્વ વાતે પ્રભુએ આનંદ આપ્યો.

**લલિતા**—ભાઈ એ બધા પ્રતાપ સત્ય વચનના છે સાચા બોલાને કોઈ દીવસ દુઃખ આવતુંજ નથી એ તમો ખચીતજ રીતે સમજજો તુલસીદાસજી પણ કહી ગયાછે કે **સત્ય વચન ઔર દીનતા પર સ્ત્રી માત સમાન ઇતનેસો જો હરી નહીં મીલે તો**

**તુલસીદાસ જમાન** માટે કદી કાળે આપણો જીવ જતાં સુધી પણ એ વાકયો ભુલી જવાં જોઇએ નહીં એ વાકયો તો હૃદયમાં કોરી-નેજ રાખવાં.

આટલી વાત કરે છે એટલામાં ગાડી મનોરના બંગલા સુધી આવી પોહોંચ્યા. ગાડીમાંથી ઉતરી સર્વ મનોરના બંગલામાં દાખલ થયાં બંગલે મનોરની સ્ત્રી **મણીગવરી** નિતિશાસ્ત્રનું પુસ્તકજ વાંચતી હતા તેને મનોર બોલ્યો.

**મનોર**—આ કોણ છે ઓળખો છો ?

**મણીગવરી**—પુરેપુરી રીતે ઓળખી શકતી નથી કેમકે માહારે તેમની સાથે થોડો ઘણો સહવાસ હતો એમ મને લાગે છે. પણ પુરી પીછાંણ પડતી નથી.

**મનોર**—ના ઓળખ્યાં-એ આપણુને જીવતદાન આપનાર અને આપણે માટે પરદેશ વેઠનાર.

**મણીગવરી**—લાજ કાઢીને શું પુર્ણચંદ્રભાઇ તો નહિં.

**મનોર**—હા એજ છે. અને આ જોડે છે તેમને ઓળખો છો.

**મણીગવરી**—હા. લલિતા ભાભીજી. વળી હવે તો અજાણ્યું રહે કે ઓહો ઘણો આનંદ થયો અમો તમોને દરરોજ યાદ કરતાં હતાં.

**લલિતા**—તેમાંજ તમો અમોને ઓળખી શકયાં નહીં હોય. નાજ ઓળખે જજનાં પાત્ન થયાં એટલે કયાંથી ઓળખે.

**મણીગવરી**—શું ભુલ નહીં થતી હોય એટલામાંએ મેણું મારશો કે ખરૂં પુછો તો મ્હારે અને તમારે મુળથી વધારે સહ-વાસજ કયાં હતો.

**લલિતા**—નાના હું તો સ્હેજ હસુ છું હસીએ નહીં તો પછી રમુંજ કેમ પડે હવે આપણે ચારે એકઠા થયા તો હવે તો રમુજજ કરવી જોઇએ ચાર આંખ્યો હતી તે હવે આઠ આંખ્યો મળી હવે હર્ષનો પાર શું રહ્યો

**મણીગવરી**—ત્યારે તમો થાકેલાં હશો. શું અત્યારેજ ચાલ્યા આવો છો ?

**લલિતા**—હા આ બંગલામા તો અત્યારેજ આવીએ છીએ બાકી શેહેરમાં આવે તો ચાર પાંચ દાહાડા થયા.

**મણીગવરી**—ત્યારે આટલા દીવસ કયાં રહેતા હતા.

**લલિતા**—ચાર દીવસ જેલખાંનામાં અને પાંચમો દીવસ આ તમારાં સરકારી મકાનમાં.

**મણીગવરી**—શું આંમ બોલતાં હશો.

**લલિતા**—તમારા સમ ખરીજ વાત. ના માનતા હોતો પુછી જુઓ મારા મનોરભાઇને સજા મારનાર પણુ તેજ હતા એટલે તે તમને પુરેપુરી વાત માંડીને કરશે સજા તે કાંઇ ઓછી સજા મારીતી સાત વર્ષની સખત કેદની સજા મારી હતી પણુ સારા નશીબે વળી તેમને દયા આવી તે વળી છોડી મુક .

**મણીગવરી**—શું આ ખરી વાત છે ?

**લલિતા**—આહા તમારા સમ ખરી વાત છે. (મનોરને) શામાટે તમે તેમને સજા મારી હતી પરદેશમાં વ્હાલા સગા મળે એટલે શું બધા સગાવાહલાઓ અમલદાર જે હશે તે સજા મારતા હશે.

**મનોર**—ભાઇ મારા નસીબના ભોગ લાગ્યાતા ને મેં સજા મારી હતી કહે હવે શું કરૂં અજાણપણામાં બધું થઇ ગયું છે હવે એ થયું ન થયું થવાનું છે.

**મણીગવરી**—એવું તે શું થયું કે સાત વર્ષની સજા મારી હતી ?

**મનોર**—તે વાત હું તને પછીથી ફુરસદ વખતે કહીશ પણ હાલ તો તેમને માટે પાણી હુંનું મુકાવો અને ભટને જલ્દી રસોઇ બનાવવાનું કરો. કે નાહીને જલ્દી જમી લેઇએ તુરતજ મણીગવરી ઉભી થઇ અને માહારાજને રસોઇ માટે ઑર્ડર આપ્યો અને ચાકર પાસે તાબડતોબ પાણી ઉનું કરાવ્યું. પા અડધા કલાકમાં માહારાજ દુધપુરી અને શાક તૈયાર કરી રહ્યો ચારે જણા પાણી ઉનાથી નાહ્યાં. પછી જમવા માટે ચાકરે પાટલા ઢાળ્યા હતા તે આવી બેઠા. જમી પરવારી પાન મુખવાસ કરી વાતોના ગપા મારવા લાગ્યાં.

**મણીગવરી**—( આધું ઓઢીને ) પણ તમે તેમને શાકારણથી સજા મારી હતી ? શું તમારૂં કાંઇ બગાડયું તો ન્હોતું.

**મનોર**—મેં તેમને ઓળખ્યાં ન્હોતાં તેમ તે વખતે ગુન્હો સાબીત થયો હતો તેથી સજા મારી હતી.

**મણીગવરી**—ત્યારે તે છુટયાં કેવી રીતે ? શું વગવસીલું કીધું.

**મનોર**—ના વગવસીલું નહીં પણ પાછળથી મને એમ માલુમ પડયું કે આ ફરીઆદી કદાચ લુચ્ચો હશે અને તેણે ફસાવવા આ ક્રીયા કરી હશે તો તે બનવાજોગ છે. એમ ધારી મેં ફરીઆદીના ઘરની ઝડતી લેવડાવી તો ગુન્હેગાર તેઓજ નીકળ્યા અને પુર્ણચંદ્રભાઇ તથા લલિતાભાભી બિનગુન્હેગાર જણાયાં તેથી તેમને છોડી દીધાં અને ફરીઆદી ઉપર કામ ચલાવ્યું. મેં તેમને છોડયાં ત્યારે હું

તેમને ઓળખી શક્યો ન્હોતો ઓળખાંણ તો પાછળથી જણાઇ આવી હતી.

**મણીગવરી**—તમેજ પોતે ન ઓળખી શક્યાં તો પછી હું તે શી રીતે ઓળખી શકું તમારા કરતાં કાંઇ માહારે તેમની સાથે સહવાસ વધારે ન્હોતો.

**લલિતા**—હા બરાબર છે–હું તો સ્હેજ મજાક કરતી હતી તેમાં આટલી બધી રીસ શામાટે લાવો છો. શું કોઇ હરતુએ નહીં હોય કે જરી વાતમાં રીસ ચઢાવી બેસો છો.

**મણીગવરી**—ના ખોટું લગાડવાનું નથી. મને રીશ નથી હું પણ સ્વભાવીક રીતે વાત કરૂંછુ કે તે ન ઓળખી શક્યા તો હું કેવી રીતે ઓળખી શકું.

**લલિતા**—તમારૂં કહેવું ખરૂં છે તમારી સાથે સહવાસ થોડો એટલે તમો અમોને એકદમ ન પીછાંની શકો એ બરોબર છે.

**મણીગવરી**—( મનોર સામું જોઇને ) ત્યારે તેઓ પણ તમને નહિ ઓળખી શક્યા.

**મનોર**—નહિં તે પણ ન ઓળખી શક્યાં. કેમકે ઇશ્વરને આટલું કરવું હશે તે કોણ મીથ્યા કરી શકે.

**પુર્ણચંદ્ર**—મનોરભાઇ તમોને અહીં શું દરમાયો મળે છે.

**મનોર**—દર મહીને સાતસો રૂપિઆ મળે છે–મ્હારામાં વિશેષ ગુણ જણાશે તો બીજો વધશે. સારી પદવી આપી પગારમાં વધારો કરી આપશે. કેમકે તેમણે પોતે મને ચાહીને બોલાવેલો છે. એટલે હું ધારૂંછું મારૂ કામ સંતોષકારક જોશે તો આગળ ઉપર સારૂં ચાન્સ ( નસીબ ) મળશે કેમકે તેઓશ્રી કામની કદર બુજનાર શીરોમણી છે.

પુર્ણચંદ્ર—તો તમો હજુ પાંચ હજાર મેળવી શક્યાં નથી. નહિં વારૂ.

**મનોર**—નહિં. માત્ર અઠાવીશેજ હજુ પાંચમો મહીનો શરૂ છે.

આ પ્રમાણે હંમેશ વાતો કરતાં કરતાં પોતાના દીવસો વ્યતીત કરે છે. ઘણે દીવસે ચારે ઓચીન્તા એકઠાં થયા છે. તેથી નવી જુની વાતો કરવી તેઓ હંમેશ જારી રાખતા લગભગ અઠવાડીયું વીતી ગયું હતું. એટલામાં મનોરભાઇ ઉપર મોકલેલો કાગળ મનોર ભાઇને મળ્યો તે કાગળ વાંચી અત્યાનંદ પામવા લાગ્યા. કે (મનમાં) મોટા માણસોને પોતે સામાને ઉપકાર કર્યો હોય છતાં બીલકુલ તે ઉપકાર ગણતા નથી. અને ઉલટો સામાનો ગુણ માને છે વાહ! પ્રભુ મોટા માણસો તે તો મોટાજ છે હું આ પદવીએ આવવા પામ્યો છું તે તેમનીજ કૃપાથી પામ્યો છું મને ગરીબને આ સાયબી અને ઓહ્દા-પર પોચાડનાર મારા અન્નદાતાર મારા પરમ સ્નેહી મિત્ર અને વળી ભાઇ પુર્ણચંદ્રજ છે ઓહો! પરમાત્મા તમે અમોને જુદા પડયાં છતાં એકઠાં કર્યાં એ પણ ત્હારી કળા ન્યારી છે તું ધારે તો હજારો બલ્કે લાખો ગાઉ દુર હોય તો પણ મેળવી શકવા શકતીવાન છે ત્હારી અગાધ શકિતની તુલના કોઇ પણ કહી શકે તેમ નથી પ્રભુ ત્હારા કામો એક એક ઉત્તમ અને માણસના સુપાર્થેજ છે તું જે કરે છે તે વ્યાજબી અને બરૂંજ કરે છે. પ્રીય ભાઇ પુર્ણચંદ્ર તમોને પણ મ્હારા વિશે વ્હેમ તો આવ્યોજ હતો પણ તમો સરકારી અમલ-દાર ધારી તમારી જીભ ઉપાડી શક્યા ન્હોતા એમ તમારા કાગળના ભાવાર્થ ઉપરથી માલુમ પડી આવે છે. જો તમોએ પેહેલેથી ખુલાસો કર્યો હોતતો તેજ વખતે પુરી તપાસ કરી હોત અને તમોને કેદ ભોગવવા વખત આવત નહિ. તમોએ મને તમારી ઓળખાણ નહીં

કહેવામાં મોટી ભુલ કરી છે અને તમો થોડા દીવસ જેલમાં વિના ગુન્હે મ્હારા હાથેજ રહ્યા તેથી મને ઘણો ખેદ થાય છે. શું તમારી નમ્રતા શું તમારી સાદાઇ ગુણ તમે માહારા ઉપર કર્યો છે છતાં કાગળમાં મ્હારો ઉપકાર માનો છો વાહ મિત્ર મળો તો ભવો ભવ તમારા જેવા સાચા પરોપકારી કુળીન ઉદારજ મળજો.

પુર્ણચંદ્ર—મિત્ર તહમારો મ્હારે ગુણ માનવોજ જોઇએ એક મીત્રની ખાતર માંબાપને તજી દઇ મ્હારી શોધમાં જેમના તેમ નીકળી પડયા અને માહારે માટે તમોએ અત્યંત દુઃખ ભોગવ્યું એ શું ન્હાંનીસુની વાત છે—બાકી મેં શું એવો મ્હોટો તમારા ઉપર ઉપકાર કર્યો છે કે તેનો બદલો વળી ચુકયો હોય. એ ઉપકારનો બદલો તો આ જીન્દગીમાં કદી વળી શકે તેમ મને ભાસતું નથી. પછી પરમાત્માની મરજી.

**મનોર**—મિત્ર આપણે સર્વ હયાત છીએ એટલે સર્વ કાંઇ રૂળીજ ચુકયું સદાકાળ આપણે તો આપણે તો આનંદજ છે. સચ્ચાઇથી આપણે આપણી જીન્દગી પસાર કરીશું એટલે બધાયનો સમાવેશ તેમાં થઇ જાય છે—માટે દુન્યામાં સાચ એ ઉત્તમમાં ઉત્તમ દુન્યામાં ઇશ્વરી બક્ષીસ વસ્તુ છે જો એ આપણે કોઇ વખત ભુલી ગયા તો પછી સઘળુ ભુલી ગયા એમ સમજવું. અને સુખનો અંત આવીજ ચુકયો એમ ખાત્રીથી માની લેવું. મિત્ર જેને જેવું ઘટીત છે તેવું તેને સત્યના આધારે મળેજ જાય છે જુઓ મ્હારી ગુંજાસ હાલ સાતસોનો દરમાયો લેવાની ન્હોતી છતાં સચાઇના પ્રતાપે તેમને મળી છે અને આપે પરમાર્થ કામમાં એટલે મારા જેવા મિત્રને મદદ કરવામાં લખ્ખોનો ભોગ આપ્યો છે તો સચાઇના પ્રતાપે પરમાત્માએ તમોને મ્હારાજ હાથે ચાલીસ લાખની ઇશ્વરી બક્ષીસ અપાઇ ચુકી

છે તે તમોજ ભોગવવાને લાયક છો હું આલસોની નોકરી કરવાને લાયક છું તમો વેહેપાર કરવાને લાયક છો તમારી પાસે પૈસા હતા તે તજી દઇ ચાલી નીકળ્યા છો પરંતુ તમારા પુર્ણ ટેકથી પ્રભુએ તમોને પરદેશમાં પણ બાપ કરતાં સવાયું મેળવ્યું. આ તમોએ જે ધન પ્રાપ્ત કર્યું છે ને વખતે આપણી કાંઇ પીછાંન નહોતી પણ ઇશ્વરી કુદરત પ્રમાણેજ તમોને અપાવવા મને પરમાત્માએ પ્રેરણા કરી હશે. માટે વિશંભર નાથ સાચાને જોઇએ તે વસ્તુ ઇચ્છા અનુસાર જરૂર મેળવે છે એ નિશ્ચય વાત છે.

**પુર્ણચંદ્ર**—મિત્ર તમારૂં કહેવું ખરૂં છે પણ એક કહેવું મોટું છે કેમકે તમે એમ કહ્યું કે હું પૈસા વધારે ભોગવવાને લાયક નથી તો શું. બાપ ગરીબ હોય અને મુર્ખપણે જીન્દગી ગાળી ગરીબાઇમાં મુઆ હોય તો શું દીકરાએ પણ ઉન્નતીનો માર્ગ યોજી પૈસા પ્રાપ્ત ન કરવાથી શું એ તમે વ્યાજબી કહ્યું છે? મિત્ર તેમ નહીં અવશ્ય આપણા માટે ઉન્નતીના માર્ગો આદરવા અને હમેશ પ્રતિષ્ઠીત થવા યથન કરવું. નહિ કે આળસુની માફક જીન્દગી ગાળવી જેમ બને એમ આપણી આબરૂ વિશેશ ફેલાય એજ ઉપાયો હમેશ આદરવા અને બાપ રળેલું ખાય. બાપથી કરે સવાઇ એ પ્રમાણે હમેશ થવા જરૂર ચિત રાખવું

**લલિતા**—આપ બંને મિત્રો આવા શુવિચારો ચર્ચો છો તેથી અમે બંને ઘણાં ખુશી થઇએ છીએ અને પ્રભુ પાસે ઇચ્છીએ છીએ કે હે પ્રભુ અમને સત્ય વચની નિતિવાન પરોપકારી લોભરહીત અને દયાવાન હંમેશને માટે કાયમ રાખ એવી અમો પ્રભુ પાસે હંમેશ યાચના કરીએ છીએ

આ પ્રમાણે નિતીની વાતો હમેશ કરતાં કરતાં લગભગ પંદર દીવસ થવા આવ્યા એટલે લલિતાને યાદ આવ્યું કે પેલા મુર્ખના શીરોમણી શેઠની સ્ત્રીને મેં તેના પતિની ચાલ જોવા માટે પંદર દીવસનો વાયદો કર્યો છે હવે આ પુરો થઇ જાય છે માટે અવશ્ય માહારે તેના ઘર તરફ જઇ તે બાઇનું એટલું કામ જરૂર કરવું જોઇ-શેજ કેમકે વચન આપ્યું એટલે કર્યા વિના ચાલેજ નહિ. વચન આપ્યા પછી આપણું કામ લાખ્ખો રૂપિઆનું બગડતું હોય તો પણ તે બગાડી સામાનું એક પાઇનું કામ હોય તો તે કરવુ જ જોઇએ એમ ધારી આવતી કાલે શેઠાણીને મળી શેઠની ચાલથી જરૂર માહેતગાર થવું અને જો શેઠની ચાલ સુધરી ન હોય તો તેને સુધારવા માટે બાઇને ઉપાયો બતાવી તેને સુધારવા મ્હારે જરૂર મેહેનત લેવી એ મ્હારો મુખ્ય ધર્મ છે જેણે દુન્યામાં આવી પર ઉપકાર કર્યો નથી કે પર ઉપકારનું કોઇ પણ પગલું ભર્યું નથી. તેની જીન્દગી વ્યર્થ છે. વળી પર ઉપકાર તે એવી રીતે કરવો કે દુશ્મન હોય છતાં પણ જાત મેહેનતથી પૈસાથી કે માણસોથી. ગમે તે રીતે કરવોજ જોઇએ. તો જીવતાં સુધી તેમજ મુવા પછી પણ દુન્યામાં અમર કીર્તી રહેવાની જ એમ નક્કી વીચાર ધારી બીજે દીવસે જવુંજ એમ નકકી કરી રાત્રીના નવ વાગી ગયા હોવાથી સર્વ જણો પોત પોતાની પથારીમાં નિંદ્રા દેવીને આધીન થઇ ગયાં

---

# પ્રકરણ ૪ થું

## પરોપકાર.

### દોહરો.

જાના મન મન ખરચ્યું નહિ અવગુણ પરગુણ માટ
તે જન જન જન્મો નહિ ધિક જન્મ્યો ધીક માત

લગભગ પાછલી રાત્રીનું અજવાળું બંધ થવા આવ્યું હતું પરોઢીઆના પાંચ વાગવાને માત્ર દસજ મીનીટ બાકી રહી હતી મુસલમાનો મસજીદોમાં ખુદાની બંદગી કરી રહ્યા હતા. વૈશ્નવોના દેહેરામાં જે જે જે જે ના અવાજો ચોખ્ખા સંભળાતા હતા. મેહેલામાં નાનાં નાનાં છોકરાઓ એકડે એક અને કક્કો મોઢેથી બોલી ઘુંટી રહ્યા હતા કેટલેક ઘેર કોઇ કોઇ સ્ત્રી રસોઇ માટે અનાજ પીસી રહી હતી. અને ઉનાળાનો દીવસ હતો તેથી છોકરાઓ નહિ ધોઇ સ્લેટ દફ્તર લેઇ નિશાળ તરફ જવા માટે તૈયારીઓ કરી રહ્યા હતા. એટલામાં આપણી વારતાના પરોપકારી પુર્ણચંદ્ર પથારીમાંથી જાગ્રત થયાં તેમના ઉઠયા પછી તુરતજ લલિતા ગવરી જાગ્યાં. પતિથી આજ મોડુ ઉઠાયું છે તેથી પોતે હૃદયમાં ચિન્તા કરવા લાગ્યાં (મનમાં) કોઇ દીવસ નહિ અને આજ મ્હારાથી કેમ મોડુ ઉઠાયું ? લાવ્ય મારી ભુલ થઇ ગઇ છે તે મારી માગુ કેમકે પતિના પેહેલાં સ્ત્રીએ અવશ્ય ઉઠવું જોઇએ છતાં હું આજ મોડી ઉઠી તે મ્હારી મોટી ભુલ થઇ ગઇ છે—આજ વધારે ઉંઘ આવવાનું કારણ શું હશે મને પેલા શેઠને કઇ યુક્તિથી સુધારવા એજ સ્વપ્નું આખી રાત્રી આવ્યું હતું અને તેની લેહેજતમાંજ હું આજ મોડી ઉઠી છું પણ કાંઇ નહિ

પતિને કહીશ કે પરોપકારીના કામ માટે મને સ્વપ્નામાં તેને કેવી રીતે સુધારવો એ વિચારો આવ્યા હતા અને એ વિચારને લીધેજ હું આજ મોડી ઉઠી છું માટે મને માફી આપો હવેથી એવો ગુન્હો નહિ કરૂં એમ કહીશ એટલે એ ઉદાર વૃત્તિવાળા પ્રેમી પુરૂષ મને જરૂર માફી બક્ષસેજ કેમકે આટલા દીવસ સુધી મેં કોઇ દીવસ કાંઇ ભુલ કરી નથી અને આ ભુલ થઇ છે તે માહારા કામ માટે નહિં પણ પરોપકારીના કામ માટેજ થઇ છે તો તે જરૂર મારા પર રહેમ કરશે અને કદાચ કોપ્યા હેશે તો હું સહન કરી લઇશ અને તેમની પાસે બે હાથ જોડી આજીજી, કરીશ, નાના તે એવા કાંઇ નિર્દય નથી કે મને હેરાન કરે ઉલટી હું માફી માગીશ તો તે ઉલટા મને તે માટે લડવા આવશે અને એમજ કહેશે કે એમાં શું થઇ ગયું કોઇ દીવસ મોડું ઉઠાયું એથી શું મ્હારૂં બગડી ગયું છે. હું ધારૂં છુ જરૂર તેમને એમજ કહેશે કેમકે મને તેમના પ્રેમી સ્વભાવની પુરી માહેતી છે. માટે લાવ માફી માગું.

**લલિતા**—પ્રિય પ્રાણેશ આજ માહારાથી પરોપકારીની લાગણીના સબબે મોડું ઉઠાયું છે તો હું આપની માફી ચાહું છું

**પુર્ણચંદ્ર**—એ શું બોલ્યાં તમોને તો માફીજ છે તમો સુલક્ષણા કદી કોઇ દીવસ ભુલ કરતાંજ નથી અને શું જરી મોડું ઉઠાયું તે શું હું ભુલ ગણું છટ એ કાંઇ ભુલ કહેવાયજ નહિ તેનો વળી તમે જેને ભુલ માનો આ એકજ આખી જીન્દગીમાં તમોએ કરી છે તેને હું તો ભુલ ગણતોજ નથી. હેવ છે કોઇ દીવસ મોડુંએ ઉઠાય અને વ્હેલું પણ ઉઠાય માટે એમાં ભુલ કદી કહેવાયજ કેમ.

**મનોહર**—( દુરથી. ) મણી ગવરી સાંભળો છો એક જુજ જેવી બાબતમાં લલિતા ભાભી ભુલ થઇ ગઇ સમજે છે. આહા હાહા કેવાં

નિતિવાન છે. શાસ્ત્રના આધારેજ ચાલે છે દુન્યામાં સ્થળે ઠેકાણે આવીજ સ્ત્રીયો હોય તો કેવું સારૂં.

**માણીગવરી—**પ્રિય પ્રાંણેશ એમ હોય ક્યાંથી જો દુન્યામાં બધી સ્ત્રીઓ આવી હોય તો પછી કોઇ કોઇની દરકારજ ન કરે માટે તે જગ્તનિયંતા જે કરે છે તે વ્યાજબી અને ખરૂંજ કરે છે પ્રાંણનાથ બોધ કાંઇ કોઇનો આપ્યો લેવાતો નથી પણ પોતાના ખરા દીલથી શાસ્ત્ર પ્રમાણે ચાલે તોજ ચલાય છે બાકી જે જે તે ગમતુંજ નથી અર્થાત કરવુંજ નથી તેને તો કુતરાની પુંછડી હજારો વાર ભોંયમાં ઘાલીએ તો પણ તે તો તેવીને તેવીજ વાંકી માટે નાથ ઉત્તમ રસ્તો તો પોતે પોતાના મનથી આદરી કરેતોજ ચલાય છે

**મનોર—**હા. માહારી વ્હાલી અર્ધાંગના તમારૂં કહેવું સત્યજ છે તમો બંને ઉત્તમ ઉત્તમ માર્ગને ગૃહણ કરો છો અને નઠારા માર્ગને સ્વપ્ને પણ નિહાળતા નથી તેથી અમો અંતઃકરણ પુર્વક અતિશય ખુસી છીએ.

**માણીગવરી—**નાથ. અમારે દુન્યામાં શું જોઇએ છીએ અમારે તો માત્ર પતિ રીઝવવા પતિનું મંન જરા પણ દુખાવા દેવું નહિં એજ અમે તો અમારો ઉત્તમ માર્ગ સમજીએ છીએ પતિએ પરમેશ્વર તુલ્ય છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે ઉત્તમમાં ઉત્તમ ભકિત પતિ ભકિત છે. માટે અમોને તે એજ માર્ગ ગ્રહણ કરવોએ વધારે સારૂં લાગે છે જેને જે ગમે છે તે માર્ગ તે ગૃહણ કરે છે અમોને આજ માર્ગ ઉત્તમ લાગ્યો છે તો અમો તેજ આધારે ચાલીએ છીએ. તેનાથી એ માર્ગ સત્ય છે કે કેમ તે મને કૃપા કરીને કહો.

**મનોર—**સત્ય માર્ગને દુન્યામાં કોણ વખોડનાર છે અરે મારી તાકાદ શું છે કે હું આવા ઉત્તમ માર્ગને વખોડી કાહુ સલુણી તમારો

માર્ગ અતિ ઉત્તમ છે. પણ..........જરા ખબર કાઢો જો ભટે ચાહા તૈયાર કર્યો છે જો કર્યો હોય તો ચા પી જરા બાહાર ફરી આવીએ.

**મણીગવરી**—હાનાથી ઘણી ખુશીની સાથે ખબર કાઢું. એમ કહી. મણીગવરી રસોડા તરફ ભટ પાસે ગયા અને જોયું તો ચાહાની સઘડી ઉપર મુકેલીજ હતી તેથી મણીગવરી બોલી કેમ માહારાજ ચાને કેટલો વખત લાગે તેમ છે તાગ શેઠને ફરવા જવું છે.

**માહારાજ**—બાઇ તૈયારજ છે જો હુકમ હોય તો હું લાવું

**મણીગવરી**—જો તૈયાર હોય તો ચાર કપ ભરી ત્યાં લાવજે અને જેમ બને તેમ ઉતાવળ કરજો. ને જો ઉતાવળમાં દાઝી મરતા નહીં. એવી ઉતાવળ ના કરશો કે જેથી તમો દાઝી મરો. ( પોતાના પતિ પાસે જઇને ) નાથ તૈયાર છે લાવે છે.

**મનોર**—વારૂ. ( પુર્ણચંદ્રને ) ભાઇ ચા તૈયાર છે લાવે ? તમોને કેટલી વાર છે.

**પુર્ણચંદ્ર**—અમો તો તૈયારજ છીએ અમો તો સેહેજ ગપ્પાં મારી રહ્યા છીએ અમો પણ ચાહનીજ રાહ જોઇ રહ્યા છીએ

**મનોર**—એમ કે, તો તૈયાર છે લાવે છે. લાવે એટલે આપણે ચાહા પી જરા બાહાર બાગ તરફ હવા ખાઇ આવીએ,

**પુર્ણચંદ્ર**—હા બરોબર છે. અત્યારના પોહોરમાં ફુલોની સુગંધીથી મગજ તર થઇ જશે. ચાહા પીને જરૂર જઇએ.

**મનોર**—ત્યારે ગાડી જોડાવવા કહું.

**પુર્ણચંદ્ર**—વારૂ તેમ કરો. પણ..........આ ગાડી તમોએ પંદરના ખર્ચે રાખી છે.

**મનોર**—ના તે તો માહારાજા તરફથી વાપરવા મલી છે મકાનો પણ તેમણે વાપરવા આપ્યાં છે તેમની મ્હારા ઉપર કૃપા

સારી છે. ખરેખર માણસની કદર બુજનાર તો આ માહારાજાજ છે.

**પુર્ણચંદ્ર**—વારૂ આ ચાહા આવી ચાલો પી લેઇએ. ચાહા પીતાં પીતાં મનોર બોલ્યો. ભાઇ તમો આટલા છ મહીના કયાં વ્યતિત કર્યા તે વૃતાંત તો મને કહો.

**પુણ્ચંદ્ર**—ભાઇ તે વૃતાંન ઘણું મોટું છે. તે કહેતાં તો મને લગભગ બે ત્રણ દીવસ થઇ જશે. માટે તમોને ફુરસદ મળશે તે દીવસે ખુલાસા સાથે સઘળો વૃતાંત કહીશ મિત્ર તમારાથી કાંઇ છુપુ રાખવું છે?

**મનોર**—ફુરસદ તો માત્ર રવીવારે પણ આ વખતે લાગટ બે રજાઓ આવે છે તો તે બે દીવસમાં તમારો હેવાલ ઘણી સારી રીતે સંભળાશે કેમકે એવી ખાનગી બીના ઘણી જરૂરની સારી ફુરસદ હોય ત્યારેજ સાંભળવામાં ઠીક પડે. રવીવારની રજા અને બીજી અમારા માહારાજાના જન્મ દીવસની ખુશાલીના તેહેવારની રજા મલી બે રજાઓ આવે છે એટલે આપણને ઠીક પડશે. પણ........ મીત્ર તમો એક માસ પછી અહીંથી. બીજે ગામ જવા ધારો છો એજ ઠીક કરતા નથી કેમકે સાથે આપણે રહીશું તો ઘણુંજ સારૂ થશે હાલમાં તમો અહીં દરબારમાં રાજકુંવરોને અભ્યાસ કરાવવામાં રહી જાઓ તો શું તમને હરકત છે?

**પુર્ણચંદ્ર**—હરકત તો નથી પણ તાબેદારી કરતાં વેહેપાર ઉપર મ્હારૂં ચીત સારૂ ચોટયું છે માટે હું તો ધારૂં છું વ્હેપાર કરૂં તો સારૂ

**મનોર**—જ્યાંસુધી તમારે વેહેપાર કરવાનું નક્કી નથી ત્યાં સુધી તમો રાજ્યમાં રહી કુંવરોને તેમજ કુંવરીઓને અભ્યાસ કરાવશો તો માહારાજાથી મોહોબત પણ થશે ને બે પૈસાની પ્રાપ્તી પણ થશે માટે

કહોએ એ શું વિચાર છે. બધા છોકરાં મળી પંદર છોકરાઓ છે તો દર છોકરા દીઠ પચાસ રૂપિઆનો મહીનો આપશે તો પણ મ્હારા જેટલોજ પગાર થશે બલ્કે મ્હારા કરતાં વિશેશ મલી શકશે. છોકરાઓને અભ્યાસ કરાવવો એ કાંઇ નોકરી નથી માત્ર સવારમાં બે કલાક ગમે તે ટાઇમે અને સાંજે બે કલાક ગમે તે ટાઇમે એ કાંઇ હું ધારૂં છું નોકરી કહી શકાશે નહીં નોકરી તો હું જે કરૂં છું તેનું નામ નોકરી બાકી બબે કલાક છોકરાઓને અભ્યાસ કરાવવો એ કાંઇ મારા ધારવા પ્રમાણે નોકરી નજ કહેવાય માટે આપનો વિચાર જણાવશો.

પુણ્યચંદ્ર—ભલે તમારી મરજી તેમ છે તો ઘણી ખુશીથી. તમો રાજાજી સાહેબને પુછી જોજો તેમણે મને નજરે તો દીઠેલા છે અને કદાચ તેમની હજુર મને બોલાવશે તો હું આવીશ. માટે ખુસીથી નક્કી કરજો વેહેવાર કરીશું ત્યારની વાત ત્યારે છે. માટે કાંઇ પણ ઉદ્યમ તો કરતાજ રહેવું. કોઇપણ જાતનો માણસે ઉદ્યમતો કરવોજ જોઇએ. પછી રળવું ખોવું એ ભાવીને આધીન છે. પણ મનુષ્ય પ્રયત્ન અને ઇશ્વર કૃપા માટે માણસની મેહેનત હોયતોજ ઇશ્વરની કૃપા રહે માટે પ્રયત્ન તો જરૂર કરવોજ માટે તમોએ બનતું હોય તો જરૂર નક્કી કરજો મારી અંતઃકરણથી ખુસી છે.

આટલી વાત થઇ એટલામાં ચા પી તૈયાર થઇ ગયાં પછી ચારે જણે પોતપોતાના કપડાં સજી લીધાં અને મકાન બાહાર આવી ઉભાં રહ્યાં. ગાડીવાળો ગાડી લાવી તૈયારજ રહ્યો હતો તેથી એક બાજુ પુર્ણચંદ્ર અને મનોર અને એક બાજુ લલિતા અને મણીગવરી ગાડીમાં ગોઠવાઇ ગયાં પછી હાંકવાનો હુકમ મળ્યો એટલે ગાડીવાળાએ ગાડી બાગ તરફ હંકારી લગભગ કલાકે બાગમાંથી આમ

તેમ ફરી વાતો કરતાં કરતાં ફુલોની સુગંધી લેવા લાગ્યા પછી લલિતાને બાર વાગે પેલા વણીકને ઘેર જવું હતું તેથી ઘેર જવા ઉતાવલ કરવા લાગી. અને બોલી.

પ્રાંણેશ. મ્હારે બાર વાગે સુલક્ષણા બેહેનને ઘેર તેમના પતિની ચાલ માટેની પરીક્ષા સારૂં જવું છે માટે જલદી ઘેર જવાય તો ઘણું સારૂં.

**પુર્ણચંદ્ર**—ઘણી ખુસીથી હવે ફરી રહ્યાં છીએ ઘર તરફજ જઇએ છીએ તમો નિચિન્ત રહેજો એ તમારો ટાઇમ નહિ વિતિ જાય

**લલિતા**—વારૂ નાથ (ગવરી તરફ જોઇને) કેમ બેહેન તમો મારી સાથે સુલક્ષણા બેહેનને ત્યાં આવશો સાથે આવશો તો તમારા સહવાસથી મને ત્યાં પરીક્ષા તપાસ કરવામાં વિલંબ લાગશે નહિ. માટે કહેજો એ શું વિચાર છે.

મણીગવરી—ઘણી ખુસીથી આવીસ, તમારા સહવાસથી મને આનંદ ઉપજે છે તમો બે ચાર કલાક બાહાર જાઓ એટલે પછી મને એકલીને ઘેર બીલકુલ ગમેજ નહી તે માટે હું તમારી સાથે જરૂર જરૂર આવીશ.

આ પ્રમાણે વાત થઇ એટલે ચારે જણા ગાડીમાં દાખલ થયા પછી ગાડીવાને ગાડી ઘર તરફ હંકારી થોડીકજ વારમાં ઘર આગળ ગાડી આવી ઉભી રહી એટલે સર્વ ગાડીમાંથી ઉતરી ઘરમાં દાખલ થયાં ભટે રસોઇ પણ તૈયારજ કરી તેથી સર્વ કપડાં બદલી જમવા બેસી ગયાં જમી પાન મુખવાસ કરી કપડાં પેહેરી તૈયાર થઇ ગયાં પુર્ણચંદ્ર અને મનોર કોર્ટમાં જવા તૈયાર થયા હતા અને લલિતા અને ગવરી સુલક્ષણાબાઇને ત્યાં જવા તૈયાર થયાં હતાં ને ચારે જણાં ગાડીમાં બેસી રવાના થયાં લલિતાને અને મણીગવરીને સુલક્ષણાને

ઘેર ઉતાર્યા પછી કોર્ટ તરફ ગાડી હાંકી મુકી ગાડીવાળાને સુલક્ષણાને ત્યાં સાંજે પાંચ વાગે ગાડી લેઇ જવા ફરમાવી વીદાય કર્યો.

**લલિતા**—કેમ બેહેન સુલક્ષણા તમારા પતિ ક્યાં છે અને કેવી સ્થીતીમાં છે.

**સુલક્ષણા**—બેહેન મને તો તે સુધર્યા હોય એમ તેમના સારા આચરણો ઉપરથી લાગે છે પરંતુ જેમ હીરાની પરીક્ષા ઝવેરી કરે છે તેમ મારા પતિરૂપી મારા મનના માનેલા હીરાની પરીક્ષા આપ ઝવેરી રૂપિ સદ્‌ગુણના ભંડાર મારા ધર્મના બેહેન કરો. અને મને દુખીઆરીને તમારી પુરેપુરી મદદ આપો કે અમારી હવે પછીની આખી જીન્દગી સારા રસ્તે જાય. એટલી હું તમારી પાસે ઇચ્છું છું.

**લલિતા**—બેહેન તમો તે માટેની ચિન્તા તજીજ દેજો. જો કદાચ મ્હારે નાજ કરવું હોત તો હું વખતસર વચન આપ્યા પ્રમાણે હાજરજ શું કામ થતે. માટે બેહેન તમો નિર્ભયપણે રહો અને શું થાય છે તે જોયા કરો.

**સુલક્ષણા**—વારૂ બેહેન તમારો ઉપકાર હું કદી ભુલીશ નહિ.

**લલિતા**—તમારા પતિ નિદ્રામાંથી જાગ્યા કે નહિ?

**સુલક્ષણા**—ના બેહેન તેમને જાગવાને હજી અડધા કલાકની વાર છે.

**લલિતા**—ત્યારે જુઓ અમારાં દેરાણી છે તેમને તે ઓળખતા નથી વળી રૂપમાં તે મ્હારાથી પણ ચઢી જાય તેવાં છે મા જોએ તે કોઇ પણ રીતે બુરી ચાલમાં છે કે નહિં જો હશે તો તુરત ખબર પડી જશે અને બુરી ચાલમાં હશે તો પછી મને સુધારતાં પરમાત્માની કૃપાએ જરાપણ વાર લાગશે નહિં. માટે બેહેન મને કોઇ તમારા ઘરમાં એવી એક ગુપ્ત જગ્યા બતાવો કે હું ત્યાં રહી

સર્વ જોઇ શકું તેમ સાંભળી શકું.

**સુલક્ષણા**—બેહેન. આ માહારો આગળનો મેડો છે તે મેડામાં આપ પધારો અને બારીએથી સર્વ બીના જોજો અને સાંભળજો કેમ ત્યાં તમને ફાવશે.

**લલિતા**—ઘણી ખુસીથી એથી પણ ખરાબ હશે તો પણ હરકત નથી. બેલાશક હું ત્યાં બેશી શકીશ. એમ કહી. (મણીગવરીને) મણીગવરી તમો હું કરૂં તેમ જરા પરમાત્માની ખાતર કરશો ?

**મણીગવરી**—ઘણી ખુસીથી. કેમ નહિં કરૂં. તમો કહો તે મ્હારે કરવુંજ જોઇએ કેમકે પરમાર્થનું કામ કરવાને તો આપણને દુન્યામાં પ્રભુએ જન્મ આપ્યો છે તો સદાકાળ આપણે તો એવાં કામો કરવાંજ ઘટીત છે.

**લલિતા**—ત્યારે તમો જરા બાહાર જાઓ અને સુલક્ષા બેહેનના બેહેનપણી છો એવી રીતે સમજાય તેમ તમો સુલક્ષણાને હાંક મારતાં મારતાં અડધા કલાક પછી આવજો પછી શું થાય છે તે હું જોઇ લઇશ. તેની બુરી વર્તણુંક હશે તો તમો સમય સુચકતા વાપરી તમારા શિયળનો બચાવ તો કરી શકો તેવા છોજ માટે તે વિષે મારે તમને વિષેશ કહેવું પડે તેમ નથી. કેમકે તમો આ બાબતથી માહેતગાર છો.

**મણીગવરી**—હા હું આ બાબતથી તમારાથી માહેતગાર થઇ ચુકી છું એટલે પ્રભુએ કાંઇ પણ હરકત નહીંજ આવે. માટે હું જરા બાહાર અમારા માહારાજાના કારભારીને ઘેર અડધા કલાકમાં તેમના પત્નિને મળી આવુ છું કેમ બરોબર છે ને ?

**લલિતા**—હા એટલુંજ જોઇએ છીએ જાઓ સત્વર જાઓ વળી તે ઉઠશે અને આપણી આવી સંટલસ જાણશે તો પરીક્ષા કરવામાં વાંધો આવશે અને આ પવિત્ર બાઇને જીન્દગીનું દુઃખ ઉત્પન્ન થશે

માટે સત્વર પધારો હું પણ આગલે મેડે જાઉં છું અને સુલક્ષણા બ્હેન તેમના ઘરના કામમાં ગુંથાય છે એટલે પછી કોઇને કાંઇ વ્હેમ આવશે નહિં માટે ત્યાંથી જાઓ. આટલી વાત થઇ એટલે મણીગવરી કારભારીના ઘર તરફ ગઇ અને લલિતા આગલે મેડે ચઢી ગઇ અને બારી પાસે આવી બેઠી અને સુલક્ષણા પોતાના ઘર કામમાં ગુંથાઇ ગઇ એટલે થોડીવારમાં શેઠ પથારીમાંથી ઉઠયા મ્હો ધોઇ પાણી પી ગાદી ઉપર આવી બેઠા અને પાન બનાવવા લાગ્યા પાન કરી રહી ખાઇ ખુણામાં પીચકારીઓ મારતા હતા એટલામાં મણી-ગવરી સુલક્ષણાને ઘાંટો પાડતી આવી પોહોંચી અને અજાણી થઇ બોલી.

સુલક્ષણા બ્હેન કેમ જણાતાં નથી.

**સુલક્ષણા**—બ્હેન શું જણાઉં આ વારતા કામમાંથી પરવારી રહું તો તમારા જેવાને મળવા અવાયને ઘરનું કામ થઇ રહ્યું હોય તો છોકરાની કાંઇ સંભાળનું કામ આવી પડે અને છોકરામાંથી પરવારીએ તો અવરનવર ઘરમાં કાંઇ નહિં ને કાંઇ કામ તો નીકળીજ આવે એટલે બ્હેન શું મળવા આવું ઘણા દીવસથી મળાયું નથી માટે માફ કરજો.

**મણીગવરી**—( ઉભાં ઉભાં ) એમાં માફ માગવાનું શું કારણ છે હોય ઘરના કામ પછી બીજું કામ ઘરનું કામ કાંઇ કર્યા વિના છુટકો છે વસ્તારીને તે કામ હોયને હોયજ.

**સુલક્ષણા**—શું કરીએ બ્હેન સંસારના કામજ એવાં છે. ( જાણી જોઇને મણીગવરીને બેસવાનું સાધન નાંખી આપતી નથી અને તેથી શેઠ આગળ કરતાં નિતીવાન થવાથી. )

શેઠ—અરે તારામાં તે કાંઇ ઢંગ છે કે નહિ. કોઇ બીચારૂં

ચાહીને મળવા આવ્યું છે માન આવકાર આસનબાસન આપે છે! કાંઇ વિવેક છે કે નહિં જરા થોડી વાર કામ પડતુ મુક પછી ઘણું થશે જે મળવા આવ્યાં હોય તેનું તો માન જાળવ?

**સુલક્ષણા**—પ્રાણનાથ મારી ભુલ થઇ ગઇ છે મને ક્ષમા આપજો આપનું કહેવુ ખરૂં છે.

એમ કહી. સુલક્ષણા ઓરડામાં ગઇ અને શેતરંજી લઇ આવી પાથરી આપી પછી બેસવા કહ્યું અને પોતે પણ તેની સાથેજ બેઠી અને ચુપકી રીતે શેઠ ન સાંભળે તેવી રીતે શેઠ સબંધીજ વાતો કરવા લાગ્યાં. તે જોઇ શેઠ બોલ્યા.

આ કોનાં પત્નિ છે? મેં ન ઓળખ્યાં.

**સુલક્ષણા**—તમો નહિં ઓળખી શકો કેમકે તે પરદેશી છે અને થોડા વખત થયા અહીં આવ્યાં છે.

આ પ્રમાણે વાત થતી હતી અને શેઠે પોતાની શુદ્ધ દાનતથીજ પ્રશ્નો કર્યા હતા છતાં **મણીગવરી** માટે પ્રશ્નો કર્યા હતા તેથી લલિતા ગભરાવા લાગી કે રખેને કાંઇ વિપત આવે નહિં.

**સુલક્ષણા**—કેમ બેહેન તમારા પતિ ઉપર પેલી આફત આવી હતી તેનું શું થયું મને તો કાંઇ ખબરજ ના પડી

આટલું બોલે છે એટલે શેઠ વચમાંજ બોલી ઉઠયા.

બ્હેન પરમાત્મા ગરીબની વારે ચઢયા છે તેથી સર્વ સારૂંજ થયું છે—અને વળી પરમાત્માની વિશેશ કૃપા તો એ થઇ છે કે મને ભ્રષ્ટ બુદ્ધીથી પણ મુકત કર્યો છે-હું જે અનિતિમાં પેહેલાં ફળ માનતો હતો તેના કરતાં હાલ નિતિમાં ચાલવાથી મને પરમ અનંદ સુખ પ્રાપ્ત થયું છે.

**સુલક્ષણા**—નિતિએતો એક પરમ સુખનો ઝરો છે. માટે

નિતિનો ઉત્તમ રસ્તો તો હજારો દુઃખ પડે પણ તજવો નજ જોઇએ નિતિને રસ્તે ચાલનાર સ્ત્રી પુરૂષો સદાકાળ આનંદમાંજ દીવસો પસાર કરે છે. માટે અહોનિશ નિતિવાનજ થવું અને કદી કાળે પણ સત્ય તજવું નહિં. આમ કરનાર આ લોકમાં તેમજ પરલોકમાં આનંદજ ભોગવે છે.

આ પ્રમાણે વાત થાય છે એટલે [illegible] પેશ ખાત્રી કરવા માટે તેની સ્ત્રી બીજા કામનું બ્હાનું કાઢી ઘરમાં તેઓથી દુર ગઇ એટલે શેઠ અને **મણીગવરી** બંને એકલાં રહ્યાં એટલે ગવરીએ આગળ વાત લંબાવવા શરૂ કરી.

તમારા ઉપર એકાએક જુઠો આરોપ કેમ આવવા પામ્યો હતો.

શેઠ—જુઠો આરોપ ન્હોતો પણ તે મ્હારા અનિતિના ફલજ હતાં તેઓ ઉપર મેં જુઠો આરોપ બદફેલીઓની સમીરથી મુકયો હતો. તેઓની બીલકુલ કસુર ન્હોતી માત્ર માહારીજ મોટી ભુલ હતી. છતાં પણ દયાળુ જજે મને બીલકુલ સજા કર્યા વિના છોડી મુકયો. ઓહો શું તેમની ન્યાય કરવાની છટા છે. વળી વિશેસમાં મને સુધારાના પાયા ઉપર લાવવા મારી સુબારજાને તેમણે ભલામણ કરી છે આવું તો પોતાના બાપ પણ કદી કરે નહિં પણ ન્યાયાધીશને પણ એક માબાપ રૂપજ છે.

**મણીગવરી**—ખરૂં છે. તમો કુરસ્તો જોઇ પ્રવિણ થઇ સુધારાના પાયા ઉપર આવ્યા છો તેથી તમારા જેવો બીજો કોઇ સુધરેલો મળી આવશે નહિ. કેમકે તમને તો જાત અનુભવથી ખાત્રી થઇ છે એટલે તમો કાંઇ વિશેશજ અનુભવના રહેશો. કેમકે ખત્તા ખાઇ સુધરે છે અને જન્મથીજ સુધરેલો હોય છે તેમાં ઘણો તફાવત રહેલો છે જન્મથીજ સુધરેલા કરતાં અનુભવ મેળવી સુધરેલો વિશેષ

સુધારા પર આવી જાય છે. જેમકે કોઇ સુળથીજ પૈસાદાર હોય તે શું ગરીબની પીડા જાણી શકે પણ કોઇ ગરીબાઇમાંથી પૈસાદાર થયો હોય તો ગરીબની શું પીડા છે તેને બરોબર રીતે જાણી શકે છે. માટે હવે તમારા જેવા નિતિવાનનો પેહેલેથી નિતિને રસ્તે ચાલનારને પણ પુરી રીતે નિતિના રસ્તા બરોબર જાણનાર નહિ હોય એમ હું માનું છું.

શેઠ—બેહેન મને તમો ક્યાં ઉંચે ચઢાવો છો હું પામર પ્રાણી શું જાણી શકું તેમ છું, મારામાં એટલી શું શકિત છે કે હું મહા પ્રવિણ હોઉં (પોતાની સ્ત્રીને સાદ પાડીને) સાંભળે છે કે તને કોઇ મળવા આવે ત્યારે તું આઘી જઇ બેસે છે. કાંઇ અક્કલ છે કે નહિ?

સુલક્ષણા—નાથ, આપ અને મણીગવરી બેહેન વાતો કરતાં હતાં તેથી હું આ છોકરાને છાનો રાખવા ગઇ છું હું આવું છું ક્ષમા કરજો.

શેઠ—વારૂ ઠીક પણ તેમને માટે કાંઇ ચાહાપાણી પાન સોપારી વિગેરેનો આદર સત્કાર તો કરો, એ ક્યાં આપણે ત્યાં હર વખતે આવે છે. મેં તો તેમને આપણે ત્યાં આવતાં આજેજ જોયા છે.

સુલક્ષણા—નાથ આપ જ્યારે આ નિતિના માર્ગે હતા ત્યારે સર્વ કોઇ મ્હારી પાસે આપણે ઘેર આવતાં કરતાં હતાં પણ આપ સારી ચાલમાં આવ્યા છો તેથી હવે સર્વ કોઇ આવશેજની એ વખતમાં મળવાના બદલામાં મરવા જેવું થઇ જાય તેમ હતું તેથી કોઇ અહીં આવી શકતું નહિ. એ આપનાથી ક્યાં અજાણ્યું છે.

શેઠ—(ચકીત થઇને) ઓહો! હું તે વખતે ખરાબ હતો તેથી કોઇ મનુષ્ય મને નજરે જોવાને પણ ઇચ્છતું નહીં અને હાલ સુધરી ગયો છું તો પવિત્ર માણસો તેમાં વળી સ્ત્રી જાત મ્હારી સાથે

બીન ધડકથી સારી રીતે વાતોચીતા કરે છે ઓહો! પવિત્રતામાં આટલા બધા ગુણ સમાયલા છેઃ મને મુર્ખને પેહેલેથી આપવિત્રતાની ખબરજ નહિ અરે મેં તે વખતે તે માટે દરકારજ કરી નહીં કેવો હું મુર્ખ મેં કેવી મોટી ભુલ કરી છે. પણ મને સત્ય માર્ગે દોરનાર લલિતા બ્હેન હવે કયારે મળે કે હું તેમના ઘુંટણે પડી માફી માગું તેમના વડેજ હું આ સ્થીતીને પ્રાપ્ત કરી શકયો છું. નહિ તો હું કયાંયે કાળાગૃહમાં સડતો હોત અને મરણને શરણ પણ થયો હોત. મને હવે માત્ર તે પવિત્ર બાઇનેજ મળવાની ઇચ્છા છે અને તેમની પાસેથી માફી મેળવવાની ઇચ્છા છે જો એક વખત મળી દર્શન દે તો મારા અહોભાગ્ય સમજું.

**મણીગવરી**—હા તે અહીંજ છે હું તેમને ઓળખું છું તમને હું તેમનો એક વખત મેળાપ કરી આપીશ. તે તો જજના સગા નીકળ્યાં છે. હજુ પંદર દીવસ તેઓ અહીં રહેશે એમ સાંભળ્યું છે.

**શેઠ**—શું તે જજના સગા છે હાય હાય મેં પાપીઆએ તેમનાજ ઉપર જુઠો આરોપ નાંખ્યો અને તેમનાજ ઉપર મેં જુઠી બદનામી ચઢાવી. હવે મારે જીવીને શું કરવુ હવે તો હું આ દેહમાંથી પ્રાણ ત્યાગજ કરીશ કેમકે દુન્યામાં હું શું મારૂ કાળુ મોહુ બતાવું

**મણીગવરી**—શેઠ ધીરજ ધરો. સત્ય માર્ગ ગૃહણ કરનારને કદી કલંક લાગતુંજ નથી. તમો પેહેલાં લોહ રૂપ હતાં પણ હાલ તમને પારસમણી રૂપ લલિતા બેહેન અને તમારાં પવિત્ર ધર્મ મળ્યાં છે જેથી તમો તેમના સહવાસથી કંચન રૂપ થઇ ગયા છો માટે હવે તમારે તે વાતની ચિન્તાજ રાખવી નહીં જાણે એમજ સમજવું કે તે બન્યુંજ નહોતું અને આપણે જાણતાજ નથી એમજ સમજવું તોજ આ દુન્યામાં અતિશય જશ મેળવી સુકીર્તીને પ્રાપ્ત કરી શકશો.

**માટે ધીરજના ફળ મીઠાં** છે. એ સત્ય માનજો. આવી રીતે હૃદય પુર્વક શેઠને બોધ લાગેલો જોઇ તેની સ્ત્રી અંતઃકરણમાં પ્રફુલીત થવા લાગી. અને પોતાના મનમાં આ બંને સ્ત્રીઓનો મોટો ઉપકાર માનવા લાગી. લલિતા પણ આ બનાવ જોઇ ઘણી ખુસી થઇ ગઇ. અને નીચે જઇ શેઠને મળવું એમ વીચાર પોતાના મનમાં નક્કી કર્યો. તુરતજ લલિતા ઉપરથી ઉતરી નીચે આવી અને શેઠને કહેવા લાગી.

કેમ શેઠજી આપ મને ઓળખો છો ?

શેઠ—કેમ ના ઓળખું. તમોને મેં માહાભારત દુઃખ સહ્યુ છે. એટલે એ વાત કાંઇ ઓછીજ ભુલાય તેમ છે ! શું તમે પોતે અવગુણ ઉપર ગુણ કરવા જાતે પધાર્યા છો ધન્ય છે તમારી માતપીતાને ને તમારા ઉત્તમ કાર્યને મેં મુરખે પેહેલેથી. હાથમાં આવેલો પારસમણી ખોયો હતો પણ સારા નસીબે દૈવયોગે તમો પારસમણીયે મને લોહને કંચન બનાવવા માહાખુશી જણાવી કંચન સરીખો બનાવ્યો એથી મને હર્ષનો પાર નથી.

**લલિતા**—ભાઇ. તમો આટલેથી સમજી ગયા છો તો સર્વ વાતે સારૂંજ છે. માટે હવેથી એવી ભુલ કદી ન થવા પામવી જોઇએ. હજારો દુઃખ પડે તો પણ નિતિનો માર્ગ કદી તજવો ન જોઇએ.

શેઠ—બ્હેન હવે આ ભવમાંતો નિતિનો માર્ગ તજી રહ્યા. આવના ભવની વાત તો પ્રભુ જાણે પણ આ ભવમાં તો તે તજવાની કલ્પના નિર્થકજ છે.

**સુલક્ષણા**—બ્હેન હું તમારો માહા ઉપકાર માનું છું હું મારૂં અહોભાગ્ય સમજુ છું કે મ્હારો આ ખરેખર નવો જન્મજ આવ્યો લાગે છે મને એમ આશા કદી ન્હોતી કે મ્હારા પતિ કદી કાળે નિતિના માર્ગમાં આવશે.

**લલિતા**—બેહેન કરતો હરતો પ્રભુ છે આપણે માણસ જાત એમાં શું કહી શકવાના છીએ જે થાય છે. તે તેમની મદદથીજ થાય છે તેમની કૃપા ન હોય તો બનવું કઠીણજ સમજવું.

**સુલક્ષણા**—હા બેહેન યથાર્થ ખરૂંજ છે.

આ પ્રમાણે ઘણી વાતચીત ચાલી હતી વાત કરતાં કરતાં લગભગ ચાર વાગી ગયા જેથી લલિતા અને **મણીગવરી** ઘેર જવા માટે કહેવા લાગ્યાં કેમકે આ બાબતમાં લગભગ ચાર કલાક વિતિ ગયા હતા.

**લલિતા**—સુલક્ષણા બ્હેન અમો હવે ઘર તરફ જઈશું કેમકે ઘણો વખત થઈ ગયો છે.

**સુલક્ષણા**—ઘણી ખુસીથી પધારો પણ હજી ગાડી આવવાને એક કલાકની વાર છે માટે તમારી ગાડી આવે એટલે પધારો તો ઠીક પડશે કેમકે ચાલીને જવા કરતાં પાંચ વાગે તમારી ગાડી તમે કહેતાં હતાં કે અહીં આવવાની છે તો આમેને આમે એક કલાક વધારે થોભી જાઓ ત્યાં સુધી આ ચા મુકુ છું તે પણ તૈયાર થશે એટલે પીને જાઓ તો ઘણું સારૂં માહારાથી તમારી સરભરા કાંઈજ થઈ નથી.

**લલિતા**—શું ચા પીધે ઘણું છે. ઘણો ચા પીવાથી નુકસાન છે

**સુલક્ષણા**—ભલે ગમે તેમ હો પણ આ તમારી ગંગાબેનના હાથનો ચા તો આજ પીનેજ જાઓ ક્યાં તમો અમારે ત્યાં હરઘડી પધારવાના હતાં.

**લલિતા**—ઓળખાણ છે અને અહીં અમો જ્યાં સુધી છીએ અ ભગવાન અહીં રાખે ત્યાં સુધીનો તમને મળ્યા વિના કેમ રહીશું હજારો વખત મળીશું. પણ તમારી મરજી છે તો ભલે ગાડી આવે છે ત્યાં સુધી થોભી જઈએ છીએ.

સુલક્ષણા—વારૂ બેહેન ત્યાં સુધી આ પંચીકરણ વાંચો હ્યો મ્હારી પાસે મોજુદ છે.

લલિતા—વાહ ! તમો પણ નિતિશાસ્ત્રના પુસ્તકો વાંચતાં જણાઓછો જો તમારી નિતિ અને તમારો પતિ પરનો પ્રેમ નિહાળી હું ઘણી હર્ષ પામી છું. તમો સ્ત્રીનો શું ધર્મ છે તે સારી રીતે સમજો છો એમ તમારાં શુભ આચરણ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

સુલક્ષણા—બેહેન હું તો પામર પ્રાણી છું મ્હારૂ શું ગજુ છે કે હું એવી કહેવાઇ ભાગ્યશાળી ગણાઉં

લલિતા—નહિં, ખરેખર તમારાં કૃત્યો સર્વને સંતોષ પામવા સરીખાંજ છે તમારો સહવાસ કદાચ કોઇ મુર્ખ સ્ત્રી કહે તો પણ તેને તમો થોડા રોજમાં તમારા જેવાં જરૂર તમો બનાવી શકો. તમારામાં એટલી જરૂરાજરૂર શકિત છે એમ મને પુર્ણ ખાત્રી થાય છે. ખરેખર તમો સ્ત્રીઓમાં એક ઉત્તમ રસ્તો બતાવનાર શિક્ષક છો.

સુલક્ષણા—તોયે બેહેન કાંઇ હું તમો સરખા ગુણીજનને પોહોચી શકુ. તમારી અગાધ શકિત વર્ણવાને મ્હારામાં જરા પણ સમજ શકિત નથી. તમો બંને અબળાઓ અબળા જાતીમાં શ્રેષ્ટમાં શ્રેષ્ટ અબળા છો એ વાત ખચીતજ છે.

આટલી વાત કરે છે એટલામાં લગભગ પાંચ વાગવા આવ્યા. ગાડીવાળો બહાર ગાડી લાવી ઉભો રહ્યો હતો તેવી ખબર સુલક્ષણાનો મોટો દીકરો લાવ્યો તેથી લલિતા રજા માગવા લાગી.

બ્હેન હવે અમો જઇશું.

સુલક્ષણા—( જુદા પડવાને નાખુશ હોવાથી. જેમ તેમ કરી વધારે રોકવા માટે ) શું આમ ઉતાવળ કરો છો આ પાન તો જમો. ચાહા પીને પાન પણ જમતાં નથી કે એવું શું આજે જરૂરનું કામ

બાકી રહી ગયું છે. કે આટલી બધી ઉતાવળ કરો છો.

**લલિતા**—ઉતાવળ તો કાંઇ નહિં પણ વખત થયો સાંજ પડી એટલે સ્ત્રીઓએ પોત પોતાના ઘરમાંજ રહેવું જોઇએ. વળી તેમને કચેરીમાંથી આવવાનો વખત પણ થયો છે એટલે તેમનાથી આપણે પેહેલાંજ ઘેર જવું જોઇએ. અને કદીકાળે પતિના ગુન્હામાં નજ આવવું જોઇએ. વળી બીજી વખત મળીશું. કાંઇ એક ઉપે વાહાણું વાહાઇ ગયું છે? આપણે સઘળાં હયાત હઇશું તો હજારો વખત મળીશું.

**સુલક્ષણા**—વારૂ બેહેન પધારો પણ કોઇ કોઇ વખત જેમ આ દાશીનું ઘર અત્યારે પાવન કર્યું તેમ પધારી પાવન કરશો એવી દાસી આશા રાખે છે.

**બંને**—વારૂ બહેન નિચિન્ત રહેજો અને તમારા પતિને હમેશ સારા વિચારો ધરાવતા કરવા હમેશ પ્રયત્ન કરજો. હવે ત્યારે હાલ તો અમો જઇએ છીએ.

આ પ્રમાણે વાત કરી લલિતા તથા મણીગવરી પોતાના ઘર તરફ ગાડીમાં બેસી વિદાય થયાં પછી સુલક્ષણા પોતાના પતિની સેવામાં તેમજ ઘર કામમાં વળગી ગઇ.

**લલિતા** અને **મણીગવરીના** ઘેર આવ્યા પછી બંનેના પતિ થોડીકજ વારમાં ઘર આગળ આવ્યા અને પછી સર્વ જણ નિતીનીજ વતો કરવા લાગ્યાં.

આ બંને પવિત્ર જોડાંઓ કોઇ દીવસ નકામી વાતોપર ધ્યાન કદી પણ આપતા નહોતાં માત્ર બોધનીજ વાતો કરતા હતા.

આ લોકોના આવ્યા પછી ભટજી પણ રસોઇ તૈયાર કરી રહ્યો હતો તેથી સર્વજણ જમી પરવારી ગાદી પડવાથી નિંદ્રાદેવીને સ્વાધીન થઇ ગયાં.

# પ્રકરણ ૫ મું.

## પુર્ણચંદ્ર શિક્ષક અને તેમનો વિતેલો વૃતાંત.

### દોહરો.

આપ થકી સંકટ પડયાં, કહ્યો વૃતાંત તમામ
સુણી પડયા બહુ સોચમાં, રટયા શ્રી જુગદીશ રામ

પ્રાતઃકાળ થયો ત્યારે જણા નિંદ્રાદેવી પાસેથી મુકત થયાં. દાતણ પાણી કરી નાહી ધોઇ ષટકર્મ કરી ચાપાણી પી પાન મુખવાસ કરી વાંચનના ઓરડામાં દાખલ થયાં. પછી થોડી વારે મનોર બોલ્યો.

કેમ ભાઇ આજ તમારે માટે હું માહારાજા હજુર જાઉં અને નક્કી કરી લાવું.

પુર્ણચંદ્ર—હા ખુસીથી પધારો તમો મને એમજ સલાહ આપો છો તો પછી મ્હારી તો તમારા કહેવા પ્રમાણે કરવા ખુસીજ છે. હું પણ આપણે સાથેજ રહીએ એમ ચાહું છું. વળી વેહેપાર કરવો હશે તો આગળ ઉપર જોઇ લેવાશે. નોકરી કરવી એ કાંઇ ન્હાનમ નથી. નાહાનમ તો માત્ર ચોરી છીનાળી અને જુઠનીજ છે માટે ખુસીની સાથે જાઓ અને જરૂર નક્કી કરી આપો શું તે કબુલ કરશેજ.

**મનોર**—તે તમારે કામ છે તે મ્હારે કરવું છે તમારે તો માત્ર હુકમ મળે એટલે તમારૂં કામજ સંભાળી લેવું, તમારે બીજા કશાની કાંઇ જરૂર નથી. નક્કી થઇ રહ્યા પછી સર્વ કાંઇ ઠીક થઇ પડશે. હાલમાં કુંવરોને ભણાવનાર કોઇ શિક્ષક નથી માટે જરૂર તે જગો તમનેજ મળશે એ જગોને લાયકજ તમો છો.

પુર્ણચંદ્ર—વારૂ ત્યારે જલદી પધારો પાછો તમારો કોર્ટનો ટાઇમ થશે એટલે પછી વાત આવી જશે માટે **જે વીંધ્યું તે મોતી** માટે કાલ ઉપરનું કામ કરવાનું હોય તે આજ કરવું અને અત્યારનું કામ હોય તે હાલને હાલ કરવું એવું શાસ્ત્રનું પણ કથન છે માટે વાયદે નહિ હાલતાં હાલને હાલ જાઓ કે જલદી નક્કી થઇ જાય.

આ પ્રમા વાત સાંભળી એટલે મનોર માહારાજા પાસે ગયો અને સઘળો વૃતાંત માહારાજાને કહ્યો એટલે પગાર માટે માહારાજાએ પુછ્યું.

તમો એક છોકરા દીઠ શું મહીનો લેશો?

**મનોર**—આપ અગાઉ વાળા શિક્ષકને શું આપતા હતા.

**માહારાજા**—તેમને એક કુંવર દીઠ પચાસ રૂપિઆ દરમાસે આપતા હતા. સહાય કુંવર હોય કે કુંવરી હોય પણ એક છોકરા દીઠ પચાસ રૂપિઆ આપતા હતા.

**મનોર**—હાલ તો તેમને તેટલો પગાર આપશો તો પણ ચાલી શકશે પછીથી તેમનામાં વિશેશ હુંશીઆરી જુઓ તો પછી વધારજો આપ ક્યાં અણસમજુ છો કે કાંઇ કહેવુ પડે આપ સર્વ વાતે કુસળ છો એટલે વધારે કહેવું પડે તેમ નથી.

આ પ્રમાણે વાતચીત થઇ ને પચાસ રૂપિઆ દર છોકરા દીઠ નક્કી થયા એટલે મનોર અત્યંત હરખાવા લાગ્યો કેમકે પોતાના ધારવા પ્રમાણે રાજા રાખવા ખુસી હતા. તેથી મનોર બોલ્યો.

ત્યારે ધીરાજ તેમને કાલથી તે કામ પર આવવા ફરમાવવું છે, જો આપનો હુકમ હોય તો જઇને તેમને કહું.

**માહારાજા**—હા પચાસ રૂપિએ કામ કરવા ખુસી હોય તો કહેજો કેમકે હાલમાં શિક્ષણ આપનાર માસ્તર નથી. રહેસે તો હરકત નથી.

આ સાંભળી માહારાજાને સલામ ભરી મનોર ઘર તરફ પાછો ફર્યો અને ઘેર આવી પુર્ણચંદ્રને મળ્યો.

પ્રિય ભાઇ તમારે માટે ઇશ્વર કૃપાએ હું નકકી કરી લાવ્યો છું હું તમોને કહેતો હતો તેટલાજ રૂપિઆ નક્કી કર્યા છે. માટે કાલથી તમો તે કામ પર તતપર રહેજો કાલથી તમારો પગાર ચાલુ છે. માટે ભુલી જાઓ નહિ.

પુર્ણચંદ્ર—જે કામ હાથ લીધું છે તે વળી ભુલી જવાતું હશે કે હશે હાલ પચાસ રૂપિયા પ્રમાણે આપશે તો પણ પંદર છોકરાં છે એટલે સાડાસાતસો તો દર મહીને મળશે વળી પાછળથી જોઇ લેવાશે હાલ રાજ્યમાં પગ પેસારો કરતાંજ સાડાસાતસો મળે છે તો પછી આગળ ચાલાકી જોશે તો કેમ વધારે નહિં મળે મળશેજ જરૂર મળશે. માહારા કામથી સંતાપ થશે તો પછી કેમ તેઓ વિચાર નહિં કરે.

**મનોર**—બેશક વિચાર કરશેજ. કેમકે તે માણસની કદર કરનાર છે. માટે જરૂર કદર બુજશે ફીકર ના કરો આગળની વાત આગળ છે અત્યારેતો આપણને જે આપ્યું હોય તે સંભાળી લેવું.

**પુર્ણચંદ્ર**—વારૂ ભાઇ કાલથી જરૂર તે કામ બજાવવા શરૂ રાખીસ. તમો અને માહારાજા પાસે ઓળખાણ કરાવવા હું કાલે જાઉં તે વખતે સાથે આવજો કેમકે તમારે તે બધું જાતેજ કરી આપવુ પડશે હું અહીનો બીલકુલ અજાણ્યો છું માટે તે બધી ફીકર તમનેજ છે.

**મનોર**—હા ભાઇ હા એ બધી ચિન્તા મનેજ છે તમો નીચીન્ત રહેજો જરી પણ મુંઝવણ લાવશો નહિ આ શ્રીમાન માહારાજા સાચાને બહુજ મ્હાય છે માટે તમારે બીલકુલ ગભરાવા જેવું નથી. આટલી વાત થઇ એટલે પુર્ણચંદ્રે કાલે નોકરી પર દાખલ થવા નક્કી ધાર્યું પછી ટાઇમ થવા આવ્યો હતો તેથી સઘળા જમવા બેઠાં જમી રહી પાન મુખવાસ કરી બંને મિત્રો ગાડીમાં બેસી કોર્ટ તરફ રવાના થયા અને બંને દેરાણી જેઠાણી ભરત ગુંથણ કામમાં વળગી ગઇ

બીજે દીવસે સહવારે પુર્ણચંદ્રને લેઇ કીશોર દરબાર હજુર ગયો. કુંવર કુંવરીઓને ભણાવવા પુર્ણચંદ્રને છોકરાઓ સોંપ્યા. અને રાજા સાહેબની મુલાકાત કરી આપી માહારાજાનો લાયક સ્વભાવ જોઇ પુર્ણચંદ્ર અતિ આનંદ માનવા લાગ્યો અને લાયક પુરૂષ સમજી પોતે આનંદના તરંગમાં ફુલવા લાગ્યો.

આ પ્રમાણે બંને ભાઇઓ પોત પોતાની નોકરી ખરા દેલથી બજાવવા લાગ્યા. પુર્ણચંદ્રની ભણાવવાની છટા જોઇ રાજા વિસ્મય પામવા લાગ્યો. પેહેલાં જે માસ્તર છોકરાઓને શિક્ષણ આપનાર હતો તેના કરતાં પુર્ણચંદ્ર તેમને વિશેશ હુશીઆર લાગ્યો. તેથી પુર્ણચંદ્ર ઉપર રોજના રોજ પ્રીતી હદથી જાદે વધવા લાગી. રાજાના છોકરાઓની પણ આ માસ્તર ઉપર વધારે પ્રીતી ચોંટી અને તેમની પાસે આતુરતાથી શીખવા લાગ્યા.

પુર્ણચંદ્ર –માત્ર સવારમાં બે કલાક અને સાંજે બે કલાક ટયુશન આપતો હતો. પરંતુ એવી રીતે ટયુશન આપતો કે સર્વ મનુષ્યો સંતોષ પામતા અને તેના પર હદથી જાદે કૃપા રાખતા.

થોડા દીવસ વિત્યા એટલે રવીવાર આવ્યો. અને બીજે દીવસે રાજાની જન્મગાંઠ હતી તેથી બે દીવસની ફુરસદ લેઇ પોતાનો છ માસનો

વિતેલો વૃતાંત પોતાના ભાઇ મનોરને સંભળાવવો શરૂ કર્યો.

**મનોર**—તમો ઘર આગળથી નીકળી પેહેલા ક્યાં ગયા અને શું બન્યું તે મને કહો.

**પુર્ણચંદ્ર**—હું અને તમારા ભાભી બંને ઘર આગળથી નીકળી આપણા શહેરથી પચીસ એક ગાઉ દુર એક જંગલમાં એક વડનું ઝાડ છે તે ઝાડ નીચે એક મહાત્મા સમાધી ચડાવવા બેઠા હતા. તેમની પાસે હું ગયો અને મેં જાણ્યું કે આ કોઇ તપેસરી છે તે કાંઇ વર આપશે એમ જાણી મેં નમસ્કાર માહારાજ નમસ્કાર એમ કહી મેં ઘાંટા કાઢી માહારાજને બોલાવ્યા થોડીવારતો માહારાજ ધ્યાનમાંથી મુક્ત થયા નહિ પણ મ્હારી ઘણી બુમો સાંભળી માહારાજ ધ્યાનમાંથી મુક્ત થયા અને મને તુરતજ શ્રાપ આપ્યો કે મ્હારૂં તપ ભંગ કરાવનાર જા તું તારી સ્ત્રી સહિત દરીદ્રી અવસ્થા ભોગવજે. આવું કહ્યું એટલે મેં માહારાજને આજીજી કરી કહ્યું દેવ મને અજ્ઞાનીને શ્રાપ શા સારૂ આપ્યો છે. મે કાંઇ આપનું તપ ભંગ કરવાની ઇચ્છાથી બોલાવ્યા ન્હોતા પણ હું રસ્તાનો અજાણ્યો હતો તેથી તે હકીકત પુછવા મેં આપને વિનંતી કરી હતી માટે માહારાજ મને ક્ષમા આપો મ્હારી આખી જીન્દગી રદ થઇ જશે એ વિગેરે મેં ઘણા કાલાવાલા કર્યા તો છેવટે માહારાજે પોતાનું વચન પળે તેટલા માટે કહ્યું જા છ માસ સુધી તું દરીદ્રી અવસ્થા ભોગવજે પછી તારા ભાગ્યનો ઉદય થશે આ પ્રમાણે તે માહારાજે મને શ્રાપ આપ્યો હતો તેથી અમોને છ માસ સુધી અત્યંત દુઃખ સહન કરવું પડયું છે. આ માહારાજ આંખ ઉંચી કરીને જ્યારે બોલતા ત્યારે જાણે અગ્નીની જ્વાળા નીકળતી હોય તેમ લાગવા માંડયું તેમનો મ્હારા ઉપર ક્રોધ તો વિશેષ ચડયો હતો પરંતુ હું અજાણ્યો હતો તેથી થોડી મુદત

સુધી તો મને તેમણે શ્રાપ કાયમજ રાખ્યો અને તેથી કરી માહાદુઃખના ભોગી થઇ પડયા.

મનોર—હા પછી તમો ક્યાં ગયાં?

પુર્ણચંદ્ર—ત્યાંથી અમો બંને આગળ ચાલવા લાગ્યાં તો રસ્તામાં એક હોળ ખેડુનો સાથ થયો અમો તે હોળ ખેડુ સાથે આગળ વધવા લાગ્યા મેં તે હોળ ખેડુને પુછયું ભાઇ ગામ કેટલું દુર છે અને તે ગામનું નામ શું છે અને ગામમાં ઘરો કેટલાં છે ઉંચ વસ્તી છે કે નહિ? વિગેરે મેં તે હોળ ખેડુને સવાલ પુછ્યા એટલે તે ભલો હોળ ખેડુ બોલ્યો.

ભાઇ અહીંથી પાંચ સાત ગાઉ દુર ગામ હશે. બાકી શહેરમાં જવું હશે તો તો દસ બાર ગાઉ છેટું છે આતો હું જે ગામમાં રહું છું તે ગામની બીના કહુંછું. અમારા ગામમાં બામણોના ઘર દશેક હશે અને બધાં મળીને ઘર સો સવાસો હશે સસ્તો અમારા ગામનું નામ તો હારૂ છે.

પછી મે કહ્યુ હારૂ છે એટલે શું ગામનું નામજ હારૂ છે. ના ભાઇ ગામનું નામ હારૂ નથી પણ ગામનું નામ એવું છે કે તે આપણને ગમે તેવું છે.

એમકે, તો કોહોને એ શું નામ છે પુર્ણચંદ્રે પુછયું.

અમારા ગામનું નામ રૂપવતું છે.

ઓહો રૂપવંતુ ગામ કેવું સરસ નામ છે. પુર્ણચંદ્ર ખુસી થતાં બોલ્યો. અને લોકો પણ બધા ભલા છે માયાળુ છે તમારે ત્યાં આવવું છે કે શહેરમાં જવું છે.

ભાઇ શહેરમાં જતાં તો વાર લાગે કેમકે અત્યારે બે વાગવાનો સમય થયો છે હજુ શહેરમાં પોહોંચતા આઠ એક કલાક લાગે અને

રાત પડી જાય માટે હાલતો તમારા ગામમાંજ મુકામ કરીશું ત્યાં રહેવા કરવાની સગવડ બની શકશે ?

હાવે બાપજી કેમ નહિ બને હોળ ખેડુએ ઉત્તર વાળ્યો. તો તમો સાથે રહી અમારી ગોઠવણ કરી આપશો ?

હા ઘણી ખુસીથી. પણ બાપજી અમો તો કોળી છીએ તમારે કાંઇ અમારૂ ઓછુંજ ખપે એવું છે જો ખપતું હોય તો હું મારી દીકરી પાંહે ઘેર જઇ ઘેંશ ઓરાવું અને જમાડું પણ શું કરીએ લાચાર છીએ કે ખપતી વસ્તુ નથી. હોળ ખેડુ બોલ્યો.

ભાઇ અમારે તમારૂ ખાવાની કાંઇ જરૂર નથી અમો અમારી મેળે બધું કરી લઇશું રહેવાનું અને સુવાનું મળ્યું એટલે બસ છે કેમકે કાલે તો અમો સવાર થતા અહીંથી રવાના થઇશું માત્ર આજની રાત્રીજ પીડા છે જો એટલી સગવડ કરી આપો તો મોટો આપનો પાડ માનીશું.

ઘણી ખુસીથી મ્હારે એક બીજુ ઘર છે તે હાલ ખાલી પડી રહેલું છે. જો તમને પસંદ પડે તો અમારા ઘરને કાંઇ માળીઆ બાળીઆ નહિં હોય અમારે તો ઝાઝુ ભોંય તળીએજ રહેવાનું માટે માટે જોજો અને પસંદ પડે તો રહેજો ગામમાંથી બામણને ઘેરથી ગોદડાં પાણી વાસણ વીગેરેનો બંદોબસ્ત કરી આપીશ કહો પછી કાંઇ છે રસ્તે જતાં ઓળખાંણ થઇ છે તો આટલું કામ મારે કરવુંજ જોઇએ તમો અજાણ્યા મુસાફર છો માટે ગભરાશો નહિં.

કાકા તમો છો એટલે અમારે શું ગભરાવાનું છે તમો અમોને પુરેપુરી મદદ આપો છો તો પછી ગભરાવાનું રહ્યુંજ કયાં.

આટલી વાત કરે છે એટલે ગામ માત્ર એક ખેતરવા બાકી રહ્યું હતું તેથી હોળ ખેડુ બોલ્યો.

ભાઈ જુઓ પેલું મ્હારૂ ગામ દેખાય.

હા મેં જોયું બરોબર છે દેખાય છે. ટેકરા ઉપર છે ખરૂં કાકા વાહ! કેવું સુંદર ગામ જેવું ગામનું નામ છે તેવોજ તેનો રળીઆમણો દેખાવ છે. પુર્ણચંદ્રે વખાણ કરતાં કહ્યું.

હા ગામ ટેકરા ઉપર છે પણ કાંઇ તમારા શહેરોની વાત થાય છે. શહેરને તો શહેરજ કહેવાય. આતો બીચારૂં ગામડું ગામડામાંતો એક ચીજ મળે અને દસ ચીજ ન મળે તમને શહેરમાં રહેનારાને ગામડામાં ન ફાવે એતો અમનેજ ફાવે અમને તમારા શહેરમાં ન ફાવે અમે જો કોઇ વખત તમારા શહેરમાં આવ્યા હઇએ અને જે રાત વાસો રહેવાનું થાય તો અમને તો એક જેલ જેવું લાગે ભલે તમને ત્યાં સારૂ લાગે પણ સમજે તો ખરેખર જેલ જેવુંજ લાગે કાકાએ ગામડાનાં વખાણ કર્યાં.

આ દેહેરૂ કોનું છે કયા દેવ બીરાજે છે. પુર્ણચંદ્રે સવાલ કર્યો

તે માહાદેવનું દેવળ છે ગામના બધા લોકો આ માહાદેવ ઉપર સારી આસ્તા રાખે છે, અને અમે પણ તેમનોજ આશરો રાખીએ છીએ ગામના શાહુકારોએ માહાદેવની પુજા કરવા માટે એક બ્રાહ્મણને રાખ્યો છે બે વખત બ્રાહ્મણ આવી સેવા કરી જાય છે અને બે પૈસાની પ્રાપ્તી થાય છે તે તે લઇ જાય છે. ડોસો બોલ્યો.

એમકે માહાદેવની એટલી બધી મહતા છે. ત્યારે તો ચાલો ઠીક માહાદેવ હશે ચાલો ત્યારે આપણે દર્શન કરીએ.

હા ચાલો માહાદેવનો મ્હોટો ચમત્કાર છે ધાર્યું કામ કરી આપે છે જો આ માહાદેવને ખરા મનથી શેવ્યા હોય તો ધાર્યું કામ જરૂર થાય. ડોસાએ માહાદેવનાં વખાણ કર્યાં માહાદેવમાં દર્શન કરવા જવાનું નક્કી કરી તેઓ મહાદેવમાં દાખલ થયાં ત્રણે જણે પ્રેમપુર્વક

દર્શન કર્યાં પછી તુરતજ બાહાર નીકળ્યાં કેમકે સાંજ પડવા આવી હતી. રાત્રી પડી જાય તો સગવડ બનવાને ચિન્તા હતી કે રખેને રાત પડી જાય તો રહેવાનો અને ખાવા પીવાનો બંદોબસ્ત બનવો મુશકેલ પડશે એ એમ ધારી હોળ ખેડુ કાકા પ્રત્યે પુર્ણચંદ્ર બોલ્યા.

કાકા તમારૂ ઘર આ કે.

હા ભાઇ આ માહારૂ ઘર છે.

ત્યારે તમારૂ ખાલી પડેલું ઘર કયું છે. પોતે રહેવાના સબબથી પુછ્યું.

ભાઇ આ ત્રીજુ ઘર છે તે જુઓ તમને ત્યાં ફાવશે ઉઘાડીને જુઓ ખુલ્લુંજ છે જો પ્રસન્ન પડે તો બ્રાહ્મણને ત્યાંથી તમારે જેજે જોઇએ તે લાવી આપું. ડોસો બોલ્યો.

તમારો આ કાર્યનો બદલો અમો કયારે વાળવાના હતા વિના પીછાને તમે પણ કેટલી બધી તસ્દી લો છો શું તમારી પરોપકારમાં વૃત્તિ છે. એમ વખાંણુ સાથે પુર્ણચંદ્ર બોલ્યો આ પ્રમાણે વાતચીત થઇ એટલે ડોસે ગોદડાં પાણીનું માટલું ખાટલા વાસણો વિગેરે સાહીત્યો લાઇ અમારી પાસે આવ્યો અને કહ્યું લ્યો ભાઇ આ તમારે માટે હું જોઇતી વસ્તુ લાવ્યો છું.

મેં કહ્યું લાવો કાકા તમારો ઉપકાર થશે તમો અમારે માટે ઘણા દુઃખી થયા છો તમારો ગુણ ભુલાય તેમ નથી.

આ ડોસો પણ નિતિવાન અને પરોપકારી હતો બીજા સ્વાર્થીઆઓ માફક તે સ્વાર્થીઓ ન્હોતો તેથી અમને તેના સહવાસમાં ઠીક લાગ્યું.

રાત્રે અમે ખીચડી અને શાક તૈયાર કર્યું અને જમી પરવારી ડોસા પાસે રાત્રીના બે વાગ્યા સુધી ગપાં મારવા બેઠાં ડોસો જરા

અફીણી હતો તેથી હાથમાંથી હોકો જરી પણ વેગળો મુકતો નહોતો આ ડોસો રાત્રે વાતો કરતો જાય અને વળી ઉંઘનું ઝોકું ખાતો જાય હું તેમને ઘણું કહેતો કે કાકા ઉંઘ આવતી હોય તો સુઇ રહો તો તે સુવા નાજ પાડતા અને કહેતા કે મને તો આખી રાત્રી ખાટલામાં હોકો લેઇ બેસી રહેવુંજ સારૂ લાગે છે તમારે ગભરાવવું નહી મને તો મને તો ઝોકાં ખાવાની ટેવ છે એટલે હું તો ઝોકાં ખાવાનોજ અમારે અફીણી ભાઇને તો આંમજ હોય.

પછી અમો તો ડોસાને ઝોકાં ખાતો પડતો મુક્યો અને અમે અમારી પથારીમાં નિંદ્રા લેવા લાગ્યા. આખી રાત્રી અમોને જરીપણ ઉંઘ આવી નહીં કેમકે ડોસાનું ઘર ઉકરડા નજદીક હતું એટલે લોકોનું ખાતર ત્યાં નાંખવામાં અ વતું હતું તો પણ અમે તો આખી રાત્રી માહા મુસીબતે પસાર કરી વાહાણું ક્યારે વાહાય તેની અમો રાહ જોતાં હતાં જેમ તેમ કરી વાહાણું વાયું એટલે અમે દાતણ પાણી કરી નાહી ધોઇ ખટકર્મ કરી પરવવાર્યા પછી અમે ડોસાને કહ્યું કાકા અમે હવે જવા વિચાર રાખીએ છીએ આવું અમે તે ડોસાને કહ્યું પરંતુ ડોસો માયાળુ સ્વભાવનો હતો તેથી તેણે અમને જવા ના કહી અમે તો આ તેના ઘરની નજીકમાં ઉકરડાથી કંટાળી ગયા હતા પણ ડોસાના મોઢે તેનું ઘર ખરાબ જગાએ છે એવું અમારાથી શીરીતે કહી શકાય કેમકે તેણે અમને રસ્તે જતાની પીછાનમાં આટલી મદદ કરી હતી નહિં તો અમારે જંગલમાં વિના પાથરે સુઇ રહેવું પડત તેથી અમે ડોસાનું માન રાખવાજ સુધી ત્યાંજ રહેવાનું નક્કી કર્યું પછી ડોસાએ બ્રાહ્મણને બોલાવી અમારે માટે બ્રાહ્મણીઆ રસોઇ તૈયાર કરાવી અમે બપોરે સારી રીતે જમી લીધું હતું તેથી અમે સાંજે જમવાને સાફ ના પાડી હતી. અને સાંજે

વીદાય થવા માટે જણાવી દીધું હતું સાંજ પડી એટલે અમે ચાલતી પકડવા માંડી એટલે ડોસાએ પેલા શહેર સુધી વળાવવા એક જુવાન આદમી અમારા ના કહેવા છતાં અમારી સાથે મોકલ્યો આ ગામથી તે શહેર છ સાત ગાઉ દુર હતું અમો રાતો રાત તે માણસને સાથે લેઇને શહેર તરફ ચાલવા લાગ્યા. રસ્તામાં ચાલતા અમોને બે ચોર મળ્યા. તેઓ એક ઝાડને ઓઠે સંતાઇ રહ્યા હતા. તેઓએ અમારો શહેરી પોશાક જોયો તેથી એમ ધાર્યું કે આ લોકો પાસે કાંઇ મતા છે માટે લુંટી લેવા, એમ ધારી બે પૈકીનો એક ઉઘાડી તલવારે અમારી સામે આવ્યો અમારી સાથે વળાઉવો હતો તેની પાસે પણ તલવાર અને ડાંગ હતી. અમારી સાથેવાળાને અને પેલા ચોરોને ઝપમ ઝપા થઇ તેનો લાભ સાધી અમોએ એક ખેતરમાં એધાણી રાખી અમારૂં તમામ જોખમ સંતાડી દીધું ચોરોનું ધ્યાન લડવામાં હતું તેથી તેઓએ આ અમારૂં કર્તવ્ય જોયું ન્હોતું અમારી સાથવાળાએ એકને એક ડાંગ ઢીંચણમાં મારી તેને નીચો નાંખ્યો પરંતુ સામાવાળા બે હતા તેથી એકે આવી તેને તલવારનો ઝટકો માર્યો મેં પણ આ બનાવ જોયો એટલે પેલા એકની સાથે લડવાની હીંમત ચલાવી મેં પેલા મારી સાથવાળા પાસેથી તલવાર લીધી પણ પાછો મને વિચાર થયો કે મારી સાથે આ માહારા પ્રિય પ્રાણવલ્લભા છે જો હું લડીશ અને માર્યો જઇશ તો તેમની બુરી વલે થશે એમ ધારી મેં યુકિત રચવા માંડી પેલા ચોરને મેં અમલદાર છું એવો ખોટો કાગળ બતાવ્યો અને કહ્યું કે આ કારભારી સાહેબના ઓરત છે અને તેમને હું શહેરમાં મુકવા જાઉં છું આ મરનાર અમારો સીપાઇ છે માટે તમોને ખુનના ગુન્હા માટે પકડવા પડશે એ ઉપરથી એ જરા ગભરાયો કેમકે તે પેલા શહેરથી એક કોસ દુર ગામડામાં રહેતો હતો અને શહેરમાં

તેને બધા ઓળખતા હતા. મેં તેને કહ્યું તારૂં નામ બતાવ અને તારી સાથેવાળાનું પણ નામ બતાવ પછી તેણે મારા રોકમાં અંજાઇ જઇ મને બંનેના નામ બતાવ્યા પછી પેલા ઢીંચણથી ભાગેલ માણસને ઉચકી મારી સાથે દરબારમાં લઇ જવા મેં ફરમાવ્યું પણ મ્હારૂં સઘળું પોગળ હતું તેથી મેં પેલા મરનારની લાસને અગ્નિદાહ કરાવ્યો પછી પેલા બેને લઇ હું શહેર તરફ જવા લાગ્યો શહેર થોડું દુર હતું તેથી પેલા લોકો અમને ભુરવણીમાં નાંખી બીજે પસાર થઇ ગયા આ વખતે રાતના દસ અગીઆર વાગ્યાનો સમય થવા આવ્યો હતો. એ લોકોએ મને નામ ખરાંજ બતાવ્યાં હતાં અને પાછળથી નાસી ગયા હતા તોપણ બીજે દીવસે મેં દરબારમાં આ સઘળી બીના જાહેર કરી એટલે દરબાર તરફથી તેઓને પકડવા હુકમ થયો મેં મારા માલની વાત પણ કહી તો સીપાઇ અમારી સાથે મોકલ્યો એટલે અમો એક ગાડી ભાડે કરી માલ દાટયો હતો તે જગ્યાએ ગયા અને સર્વ માલ સહી સલામત કાઢી લીધો.

બીજે દીવસે તુરતજ તેઓને પકડી રાજદરબારમાં હાજર કર્યા તેઓનો કેસ ચાલ્યો તેઓએ પોતાના બચાવમાં તે મરનાર લુંટારો હતો અને અમને મારવા આવ્યો તેથી મારી નાંખ્યો છે એમ જણાવ્યું પરંતુ મ્હારી અને આ માહારા પવિત્ર પત્નિની જુબાનીથી ચોક્કસ રીતે સાબીત થયું કે તે માણસ લુંટારો નહીં પણ અમારો વળાઉવો અને આ બંને જણા લુંટારા હતા એમ ખુલ્લુ સાબીત થયું. કેમકે આ લોકો મહીનામાં એક બે વાર આવી ધુમો પડાવતા હતા અને તેઓના ધંધાજ એવા હતા. તેથી તેઓને સરકારે તેમના ઘરબાર લુંટી લેવડાવી દેશપારની શીક્ષા કરી. આ કેસ ચાલતો હતો ત્યારે પેલા અમીણી ખેડુત કાકાને પણ બોલાવવામાં આવ્યા હતા કેમકે

આ મરનાર માણસ તે એનો મોટો છોકરો હતો. મેં તે અરીણી કાકાને કેસ ચાલતો હતો તે વખતે કહ્યું કાકા તમને મેં ના કહી હતી છતાં શામાટે છોકરાને અમારી સાથે મોકલ્યો. ડોસાએ કહ્યું ભાઇ નસીબમાં હોય છે તે બને છે. એમાં તમારો શું વાંક છે અમારો રજપુતોનો તો ધર્મજ છે કે ગૌબ્રહ્મણની રક્ષાજ કરવી તે મરી ગયો છે પણ કાંઇ નામરદો થઈ મરી ગયો નથી પણ મારૂં નામ રાખી મરી ગયો છે. તેને હું મરી ગયેલો સમજતો નથી પણ સદાકાળ જીવતોજ છે એમ સમજુ છું. અમે લોકો લડાઇમાં કદી પણ પાછી પાની કાઢવાના નહિ કે લડાઇમાં મરવાનો પણ ભય રાખવાના નહિ. માટે ભાઇ તમો જરી પણ ગભરાશો નહી એતો નસીબના જોગે સઘળું થયાજ કરે છે તેનું મોત તેવીજ રીતે હશે તે પછી કોણ મીથ્યા કરે મારે તમારે ઓલખાંણ ક્યાંથી! તમને મારે ઘેર ઉતરવાનું ક્યાંથી? અને વળી તમારી સાથે તેને વળાવવા મોકલવાનું ક્યાંથી? માટે ભાવીમાં જે બન્યું હોય છે તે બનેજ જાય છે

આ પ્રમાણે આ બુઢ્ઢાના વાક્યો રાજદરબારમાં રાજાએ સાંભળ્યાં અને તેનું પરાક્રમ જોયું તેથી તેને દરમાસે સાત રૂપિઆ પેનશીનના કરી આપવામાં આવ્યા. મેં પણ તેણે અમારો બચાવ કરી પોતે લઢવા માંડયું અને અમને બચાવ્યાં તેથી અમે અમારો તમામ માલ એક હીરાની વીંટી પાસે રાખી સર્વ આ બુઢ્ઢાને બક્ષીસ કર્યું.

**મનોર**—વારૂ ભાઇ તે શહેરનું નામ શું હતું? અને ત્યાંના રાજાનું નામ શું હતું? તમે તો મહા વિપતી વેઠી છે.

**પુર્ણચંદ્ર**—તે શહેરનું નામ **પ્રેમનગર** હતું અને ત્યાંના રાજાનું નામ **સત્યવાન** હતું આ શાહેરમાં પણ અમારા નામઠામ ઠેકાણા શા કામે આવ્યા છો કેવા છો વિગેરે હજારો પ્રશ્નો કર્યાં મેં

તેમને સંતોષકારક જવાબ આપ્યો રાજા અમારાપર ખુસી થયા પછી અમોને જવું હોય ત્યં જવા માટે રજા આપી અમોએ થોડા પૈસા અમારી પાસે સીલીકમાં હોવાથી એક કુંભારને ત્યાં મુકામ લીધો પછી અમે આખુ શહેર જોવા માટે બાહાર ફરવા નીકળ્યા. કુંભારને ત્યાં અમો લગભગ સવા મહીનો મુકામ રાખ્યો છેલ્લે દીવસે કુંભારને ત્યાં નીભાડો સળગાવ્યો હતો જેમાં અમારા બંનેના અમુલ્ય કપડાં બળીને ખાખ થઇ ગયાં ફક્ત અમારી પાસે જે કપડાં અમારી સાથે પેહેરીને આવ્યાં હતાં તેજ કપડાં બચતમાં રહ્યાં હતાં. મનોરભાઇ અમોને દુઃખ પડવામાં કાંઇ ખામી રહી નથી. રૂપીના શ્રાપ પ્રમાણે ૭ માસ જ્યાં પુરા થયા કે તમારો ભેટો થયો અને પરમાત્માએ અમારા ઉપર કૃપા કરી મેં રૂપીને સહેજ બોલાવ્યા હતા તેમાં આ પ્રમાણે દુઃખ વેઠવું પડ્યું તો કોઇ મુર્ખ જાણી જોઇ છેડે તો શું થઇ જાય આ હા હા હા ! તપમાં આટલો બધો ચમત્કાર સમાયેલો છે. શું પ્રભુની અકળાગતી છે.

**મનોર**—કેમ ભાઇ તમારો વૃતાંત પુરો થયો?

**પુર્ણચંદ્ર**—ના ભાઇ ના હજી તો ઘણો લાંબો છે હજુતો ચાર આની પણ તમારા સાંભળવામાં આવ્યું નથી. જો તમને પ્રસન્ન ના પડતું હોય તો બંધ રાખું.

**મનોર**—મ્હારે તમારી સઘળી બીનાથી વાકેફ તો થવુંજ જોઇએ માટે મને તમારો આગળનો બીજો વૃતાંત જે હોય તે કહો હું સારી રીતે સાંભળવા ઇન્તેજાર છું.

આ વૃતાંત પુર્ણચંદ્ર કહેતો હતો તે વખતે લલિતા અને મણીગવરી પણ ત્યાં હાજર હતાં તે પણ આ સઘળી બીના સાંભળી દીલગીર થતાં હતાં.

બાકીનો વૃતાંત બીજે દીવસે સંભળાવવાનું નક્કી કરી સૌ. સૌ. પોતપોતાના કામે વળગી પડયાં.

પુર્ણચંદ્ર આ વૃતાંત કહેતો ને પોતાનો ભણાવવાનો ટાઇમ સંભાળીને સર્વ વૃતાંત કહેતો હતો.

આ વૃતાંત આટલેથી અધુરો મુકી પુર્ણચંદ્ર કુંવરોને ભણાવવા ગયો. લલિતા અને મણીગવરી નિતિશાસ્ત્ર વાંચવામાં ગુંથાયાં અને મનોર બીજા કેસોના ફેસલા લખવા માટે કાગળો લેઇ લખવા બેઠો.

## પ્રકરણ ૬ ઠું.

### અધુરો વૃતાંત.

દોહરો.

કહી વીતી સઘળી જદાં, સુણી ધરીને કાન;
મનોર મન મુંઝાઇને, પણ દેતા તેમાં ધ્યાન.

બીજે દીવસે રવીવાર થયું એટલે પોતપોતાના કામથી પરવારી પહેલા દીવસની માફક વાંચનના ઓરડામાં ચારે જણા ખુરસી ઉપર આવી બેઠા. એટલે પુર્ણચંદ્રે આગળ વૃતાંત કહેવો જારી રાખ્યો.

કુંભારને ત્યાં આ પ્રમાણે બનાવ બન્યો એટલે અમો બીજે ઠેકાણે એક મોહોલ્લામાં બે માસ માટે એક ઘર ભાડે રાખ્યું અને ત્યાં રહેવા લાગ્યા. અમારો વિચાર એવો હતો કે આ શાહેરમાં ખાસ કરી કયો વેહેપાર કરવો તે હતું પરંતુ દૈવઇચ્છાએ અમારા દાગીના પેલા મરનાર નાબાપ અરીણીને અમે બક્ષીસ કરી દીધા એટલે અમારે આ વીંટી સીવાય બીજો એકે આધાર રહ્યો ન્હોતો તોપણ વીટી વીસ હજાર રૂપિઆની લગભગ છે તેથી અમને થોડી થોડી વેપાર

કરવા સારૂ હીંમત હતી. તેથી હું બજારમાં જઇ તમામ વસ્તુઓ ધ્યાન દઇ જોતો અને કામમાં શું નફો વધારે મળે છે તે ઉપર હું વિશેષ ધ્યાન આપતો હતો.

આ રીતે હું દરરોજ બજારમાં જઇ તપાસ કરતો પરંતુ એક પણ ધંધો મ્હારી ધ્યાનમાં આવતો નહિં તેથી નીરાસ થઇ ઘેર પાછો આવતો નોકરી રહેવાનું મને પ્રસન્ન ન્હોતું તેથી નોકરીનું તો હું કોઇને કાંઇ કહેતોજ નહીં જ્યાં સુધી અમારી પાસે રૂપિઆ રોકડા હતા ત્યાં સુધી અમો તે શહેરમાં રહ્યા.

લગભગ પંદરેક દીવસ આ મહેલ્લામાં રહ્યા હઇશું એટલામાં એક અમારી પાડોસમાં એક વણીકની વીસ વર્ષની છોકરી રહેતી હતી તેનો અને મ્હારો હંમેશ દાતણ કરવાનો ટાઇમ લગભગ એકજ હતો તેનું અને અમારૂં ઘર જોડા જોડમાંજ હતુ તેને ને અમારી આ પવિત્ર સ્ત્રીને જરા જરા પીછાન થવા લાગી. જેમ જેમ પીછાન વિશેષ થવા લાગી તેમ તેમ તે અમારા ઘરમાં વિશેષ આવવા લાગી લગભગ આખો દીવસ અમારે ઘેરજ તે બેસી રહેતી તેને ઘેર જવું પ્રસંન્ન પડતું નહીં તેને ઘેરથી ધાંટા કાઢતા તો તે છણકા કરતી અને ઘેર જવા માટે જરી પણ ધ્યાન આપતી નહી આ સ્ત્રી જ્યારે જ્યારે બાહાર જતી ત્યારે ત્યારે તે પણ તેની સાથે બાહાર જતી. વળી મારે ઘેર આવતી ત્યારે તે કાંઇક આંખની ઇશારતો અને ચાળા ચાળા કરતી થોડા દીવસતો મને તે શું કરે છે તે લક્ષમાંજ ન્હોતું પછી મને ધીરે ધીરે જણાઇ આવ્યું કે આ છોકરી બદચાલની છે માટે તેને ઘરમાં હવે આવવા દેવી નહીં કેમકે જો ઘરમાં આવશે તો આ માહારી પવિત્ર સ્ત્રીને ખોટી બુદ્ધિઓ ચઢાવશે મેં જાણ્યું કે **કુસંગ ગાસંગ દોશીના અને કાણઘંટા અને વીટમણા** એમ ધારી મેં તેને

મારે ત્યાં નહીં આવવા માટે આ તમારાં પવિત્ર ભાભી પાસે ના કહેવડાવ્યું તો પણ તે તો નહિ લક્ષમાં લેતાં દીવસમાં બે ચાર વખત તો આવતીજ, તેને અમારે ત્યાં આવ્યા વિના ચાલતુંજ નહીં. આ છોકરીને ચઢતો દીવસ હતો એ મને એના દેખાવ ઉપરથી લાગતું હતું. તે તેણે મારી સાથે બગડવા હજારો ઉપાયો કર્યાં પણ એકે ઉપાયમાં તે બર આવી નહીં પછી આખરે તેણે મને એક પત્રીકા લખી તે પત્રીકા મેં પુરી વાંચી પણ નહીં અને જેમની તેમ ફાડીને ફેંકી દીધી પણ મને તેનો કેટલોક સાર યાદ છે તે તમોને કહું છું.

પરદેશી પંખીડા મેના મધુરનાદ કરતી તારે માટે ભમ્યા કરે છે પણ પોપટ પંખીડાને તેની દરકાર નથી શું આ વ્યાજબી છે. પોપટ વિના મેના એકલી પાંજરામાં કેમ રહી શકે પોપટ માટે મેના ઘણાં ફાંફાં મારે છે પણ પોપટ તો નુઘરોજ બની બેઠો છે. શું મેનાની મુરાદ નહિ પાર પાડો શું પોપટ તમો નુઘરાજ ફરતા રહેશો જાવ જાવ શરમ ભરેલી વાત છે, શું ભુખ્યાને ભોજન આપવામાં તમો પાપ સમજો છો? શું તરસ્યાને પાણી પાવામાં તમો અધર્મ સમજો છો? શું દાન કરવું એ પાપ છે? ના ના દાન કરવામાં પાપ નથી દાન તો સદાકાળ કરવુંજ. પણ એટલું છે કે સુપાત્ર જોઇને દાન કરવું એમાં એ હેતુ ખરો સમાએલો છે તમો મને સુપાત્ર કુપાત્ર વિગેરે સારી રીતે જાણો છો તો પછી યોગ્ય જવાબ મળવોજ જોઇએ.

આ વિગેરે ઘણું લખાણ લખ્યું હતું પણ મારે તેની કાંઇ દરકાર ન્હોતી માટે મેં તેને ઉપર ઉપરથી વાંચી ફાડી ફેંકી દીધી. મેં તે દીવસથી તેના સામું જોવું પણ કાઢી નાંખ્યું હું ખાસ સમજી ગયો કે આ વ્યભીચારીણી છે તે મને વ્યભીચારમાં નાંખવા ચાહે છે ;માટે ચેતીને ચાલવું એમ મેં મારા મન સાથે ચોક્કસ ધાર્યું હતું. આ વાત

મેં લલિતાને પણ કહી ન્હોતી પણ હેનરે પાછી એક બીજી ચીઠી
તેણે મારા ઘરમાં નાંખી એટલે એ ચીઠી મેં લલિતાને બતાવી લલિતા
એક વખત તો મ્હારા ઉપર વહેમાઇ પણ પાછળથી તેને જણાયું કે
જો તેમને એવાજ રસ્તે જવા મરજી હોત તો તે મને શામાટે આ કાગળ
બતાવત. આ કાગળ મેં કાંઇ તેમનો પકડી કાઢયો નથી પણ તેમણેજ
મને આપ્યો છે તેમ ધારી તે મારા ઉપર વ્હેમાતી નહીં તે કાગળની
બીના નીચે પ્રમાણે હતી તેથી મારા મનને ક્રોધ ઉત્પન થયો તેથી
મેં તેના મા બાપને જાહેર કરવા વિચાર ધાર્યો વળી મારા મનમાં
એમ આવ્યું કે સારૂ કરવા જતાં ખોટું થશે તો ફજેતો થશે એમ
ધારી મેં તેના મા બાપને જણાવવાનું માંડી વાળ્યું. જો બીજી ચીઠી
તમો વાંચશો તો તમે પણ તમારા મનમાં એક મોટો ગણો ખેદ આણસો
હું પણ આવી આવી મહા ખેદ મણમાં આવી પડયો **નસીબ ચાર
ડગલાં આગળનું આગળ** એમ બનવા લાગ્યું મેં જાણ્યું જ્યાં
જઉં છું ત્યાં મને તો નુકશાનજ મળે છે એમ ધારી મેં ઘણા ઘણા
તરંગો મનમાં આણવા માંડયા.

**મનોહર**—ભાઇ તે બહુ પણ ભલે પેલી બીજી ચીઠીનો તો
ખુલાસો સમજાવો. વાત પછી આગળ ચલાવજો ચીઠીની બીના
જાણવામાં આવે તો વાતની બરોબર સમજણ પડે માટે એક વખત
મને તે બીજી ચીઠીની હકીકત જણાવો.

**પુષ્પચંદ**—ભાઇ આપ હમણાંજ જણાવું છું તે તમે વાંચી જુઓ
કેમકે તે આખી ચીઠી મારા હદયમાં કોતરાએલી છે તે વાંચસો એટલે
તમે પણ ગભરાશો અને આગળ વાત પુરી થશે એટલે તમને મારૂ
સઘળુ વ્રતાંત સાંભળવા માટે જરૂર ખેદ થશે અને જીવ બાળશો માટે
તમો ચીઠી આ નીચે લખી છે. તે વાંચો પછી આગળ વ્રતાંત ચલાવું.

**મ્હારા હૃદયના હીરા અને પ્રેમભોગી ભ્રમરની પવિત્ર સેવામાં.**

વ્હાલા ! આ સહીત મેં આપને બે પત્રીકાઓ લખી છતાં આપ મ્હારા પર જરીપણ દરકાર કરતા નથી. આપ શું એટલા બધા મોટા થઇ ગયા છો કે આ દાસીને હસીને બોલાવતા પણ નથી. કેહેવતમાં પણ કહ્યું છે કે **ચાહાય તેના ચાકર** તો હું આપને ચાકર તો કહી શકતી નથી. પણ ચાહનાર પર ચાહના તો રાખવી. તમે મારી મુરાદ હાંસલ નહિ કરો તો પછી કોણ કરશે? વ્હાલા મેં તમારી સાથે પ્રેમ જોડવા ઘણા ઇલાજો શોધ્યા પણ આપ એક તલભાર પણ મારી પરવા કરતા નથી. તો મેં આપનું શું બગાડયું છે? હવે તો હું સઘળા ઉપાયો કરવામાં થાકી ગઇ છું હવે એક પણ ઉપાય હાથ રહ્યો નથી. હવે કેહેવત પ્રમાણે **છેલ્લો ઉપાય છાશનો** કરવો પડશે અને પછી તમોને મ્હા મુસીબતમાં આવવું પડશે તેના કરતાં પેહેલેથીજ મ્હારા કહેવા પ્રમાણે કરોને કે આગળ વિપતિ આવે નહિ. મ્હારી સાથે પ્રેમ નહિ કરો તો છેવટે લાચારીથી **આ દેહમાંથી પ્રાણ કાઢી તમને અર્પણ કરવો પડશે.** અને એ સ્ત્રી હત્યા પણ તમનેજ લાગશે. માટે વાહાલા ટુંકામાં એટલુંજ કે માહારી મુરાદ હાંસલ કરો હું પ્રેમ ભીખારણ આપના પ્રેમની ભીક્ષા માગુછું તો તે મને દર્શભેર આપો અને આ દાસીને સર્વ પ્રકારે શાન્ત કરો કે આપણી જીન્દગી મોજ શોખમાં જાય. નહિ તો પછી છેવટનો ઉપાયનો મ્હારે આ ચીઠી પોહોંચ્યાને આઠ દીવસ વીતી જશે તો કરવોજ પડશે. બસ ટુંકમાં સમજી જશો આપ ચતુર છો એટલે માહારે તમને વધારે તો નહિજ લખવું પડે એ હું સારી રીતે સમજુ છું માટે શુભ સંદેશો તાકીદે પાઠવજો નહિ તો સ્ત્રી હત્યા તમોનેજ છે એ ખચીતજ જાણવું એજ.

લી. આપની દાસી રત્નમણીના પ્રણામ.

**મનોર**—ઓહો ! ચીઠીનો માહા જુલમગાર છે ત્યારે શું તમે હત્યા લીધી ?

**પુર્ણચંદ્ર**—ભાઇ સાંભળો તો ખરા હજુ આગળ બધુંએ આવે છે જે વીતી છે તે સઘળી હું તમોને કહેવાનોજ છું હું કાંઇ તમારાથી છુપું રાખનાર નથી એ ખચીત માનજો પરંતુ મિત્ર દુન્યામાં માણસને ખરાબ રસ્તે દોરનાર તો માત્ર સ્ત્રીઓજ હોય છે એમાં તલપુર શક નથી.

**મનોર**—હા આગળ ચલાવો તમારૂં કહેવું યથાર્થ ખરૂંજ છે

**પુર્ણચંદ્ર**—ચીઠી મારી પાસે આવી એટલે તે લઇ મેં તમારા ભાભીને વંચાવી. તે અને હું ત્યારથી ઘણા ખેદમાં આવી પડયાં અમોને અનાજ પણ ખાવું ભાવતું નહોતું. હવે આ ચીઠીનું શું કરવું તે અમને સુઝતું નહોતું મેં એમ વિચાર ધાર્યો કે આ ચીઠી તેના બાપને બતાવવી પણ વખત છે ભવિષ્યમાં ખોટું થવાનું હોય ને ઉલટી આવી પડે તો કેમ કરવું. તે વિચારમાંને તે વિચારમાં બીલકુલ હું બાહાર જતો નહિં અને ઘરમાં બેઠો બેઠો એજ વિચાર કરતો હતો પારકા પરદેશમાં કોઇ મિત્ર પણ મળે નહિં એટલે સલાહ પણ મ્હારે કોની પુછવી શું કરૂં હું મહાદુ:ખની દશામાં આવી પડયો મને એકે વિચાર સુઝયો નહીં તેના બદલામાં મ્હારે ઝેર ખાઇ મરવું કે તેના બાપને આ વાત જાહેર કરવી કે તેનેજ મરવા દેવી એ ત્રણ-માંથી મને એકે વાત દુરસ્ત લાગી નહિ મ્હારે તો સુડી વચ્ચે સોપારી આવી પડી મને માહારાજનો શ્રાપ પુર્ણ રીતે આ વખતે લાગ્યો હતો પછી મેં છેવટે ઘર છોડી એકદમ ચાલ્યા જવા વિચાર ચલાવ્યો પણ પાછું મને એમ લાગ્યું કે આખરે હું તેને અઠવાડીઆમાં જવાબ નહીં આપું તો તે જરૂર પોતે પ્રાણ ત્યાગ કરશે અને તે હત્યા મને

લાગશે માટે શું કરવું એ સલાહ મેં તમારા ભાભીની પાસે માગી
તો તેમણે કહ્યું કે માથાપર આવી પડે તો ભલે ઉલટી આવી પડે તો
પણ ખેર પણ તેના બાપને તો ચીઠી જરૂર બતાવવી આવી સલાહ
મળી એટલે મેં તેના બાપને તે જ્યારે ઘરમાંથી બાહાર દર્શન કરવાના
બહાને ગઇ હતી તે વખતે બોલાવી ચીઠીની વાત કરી તો ચીઠીની
વાત કરતાની સાથે તે મારા ઉપર એકદમ ગુસ્સે થઇ આવ્યા તો
પછી ચીઠી બતાવવાની તો રહીજ ક્યાં. ચીઠી બતાવું તો વિશેષ ક્રોધ
કરે અને વિપરીત કામ બની જાય એમ ધારી મેં તેના કપડાના
બોલો સહન કર્યા અને મને તેણે ન કહેવાય તેવા શબ્દો કહ્યા કે
તમોજ મ્હારી પવિત્ર છોકરીને ખરાબ રસ્તે દોરો છો તમને જો આવા
દુષ્ટ જાણ્યા હોત તો હું આ મેહલ્લામાં પહેલેથી રહેવા ન દેત નહિં
બેવકુફ ગધાડા પરદેશમાં પણ આવા ધંધા કરો છો? તારી પાસે
ઇશ્વરે આ સ્ત્રી આપી છે છતાં આવા ધંધા કરતા શીખ્યા! ઘર
આગળ પણ આમજ કર્યું હશે એટલે કાઢી મુક્યા લાગે છે. ઘર
આગળ આવા ધંધા કરવા નહિ ફાવ્યા હોય એટલે પરદેશ નીકળ્યા
હવે તમારે માટે મ્હારે કાંઇ ઇલાજ શોધવો પડશે તમો એકદમ ઘર
ખલાસ કરી હાલને હાલ ચાલ્યા જાઓ નહિ તો તમારા હાંલ્લાં તોલ્લાં
બાહાર ફેંકી દેવાં પડશે. આ પ્રમાણે કહ્યું એટલે માહારાથી ન
રહેવાયું તેથી મેં ચીઠી તો બતાવવાની હીંમત ના કરી પણ આઠ
દીવસની અંદર જવાબ નહીં આવે તો પ્રાણ ત્યાગ કરીશ એવું ચીઠીમાં
તમારી દીકરીએ લખ્યું છે એમ મેં તેના બાપને કહ્યું કે હવે તમારી
મરજી આવે એમ કરો જો ન માનતા હો તો હું તેના હાથ અક્ષરનો
કાગળ તમને બતાવું જો તમે તેના અક્ષર પીછાનતા હો તો આપું
એમ કહ્યું એટલે આવી નીચી વાત હતી તો પણ બીચારા લાજ

જાણનાર પિતાએ તે ચીઠી હાથમાં લીધી અને પોતાની દીકરીનાજ અક્ષર નજરે જોયા તેથી તે એકદમ મુર્છામાં આવી પડયો પછી મેં આંખે પાણી ચોપડી થોડીક વાર પછી સાવધ કર્યા ડોસાએ ચીઠી વાંચી જોઇ તેથી આંખમાંથી ચોધારે આંસુ પાડવા લાગ્યો. મેં તેમને મને ઠપકો દીધો હતો છતાં અસ્વાસન આપ્યું. પછી તેને ખાત્રી થઇ કે આ ભુલ ખાસ મારી દીકરીનીજ છે. તે ઉપરથી તેણે મને આ ચીઠી ફાડી નાંખવા કહ્યું મેં કહ્યું મ્હારે કોઇની આબરૂ લેવી નથી મ્હારા મનમાં તો એમ હતું કે **ગાય મરે નહિ ને રતન નીકળે** એમ થાય તો ઘણું સારૂ કેમકે આબરૂદારનું ફરજન છે અને આવા ધંધા આદર્યા છે માટે જો હું તેના પિતાને જાહેર કરીશ તો તે કળે કળે છોકરીને સુધારાના પાયાપર લાવશે એમ જાણીને મેં આપને આ વાતથી વાકેફ કર્યા છે જો કદાચ મ્હારી જગ્યાએ કોઇ હરામખોર હોત તો તમારી આબરૂ જરૂર લુંટત. તમને મનમાં ખાત્રીજ હતી કે ડોસો મારાપર ચીડાઇ જઇ મને ઠપકો આપશે ખરેખર તેમજ બન્યું ભલે કાંઇ નહિં પણ છેવટે તમે પોતેજ નજરે જોયું તો તમને ખાત્રી થઇ કે ભુલ સઘળી તેની છે. મને તો કાંઇ હરકત નથી હવે તમારા હાથેજ તમો ચીઠી ફાડી નાંખો મને કાંઇ તેમાં હાંસલ નથી. તમારી આબરૂ જાય તેમાં મને કાંઇ લ્હાણુ નથી અને તમારી આબરૂ રહે તો ઘણી ઉત્તમ વાતજ કહેવાય માટે ભલે ફાડી નાંખો આ જીભે કોઇના મોઢે વાત કહેનાર નથી તેમાં વળી તમારા શહેરમાં તો એક ચકલુ સરખુ પણ વાત નહીં જાણે માત્ર આપણે ત્રણ જણ જાણીએ છીએ માટે વાત અહીંની અહીંજ દાટી દેવી. માત્ર હવે તમે તેને સુધારાના પાયા પર લાવવા પ્રયત્નો કરજો અને તેના ઉપર પુરો જાપતો રાખજો અને તે આપઘાત ન કરે તેવી તજવીજ કરજો. ચીઠી

તમારે ફાડવી હોય તો ફાડો અને નહિ તો તેને દેહેશત બતાવવા રાખવી હોય તો રાખો. જેમ કરશો એમ મને તો કાંઇ વાંધો નથી અમે તો ચાર દીવસના મેમાન છીએ આ દુન્યામાં જોડે શું લેઇ જવું છે સારૂ યા નરશું સારૂ કરીશું તો મુઆ પછી દુનીઆ વખાંણ કરશે અને બુરૂ કરીશું તો દુન્યા અપખોડશે માત્ર એજ સાથે આવવાનું છે માટે દુન્યામાં આવી જેમ બને એમ ભલાઇજ લેવી એજ અમારો પ્રથમથી હેતુ છે પછી મને તેમણે મ્હારી બાહારગામ નીકળવાની હકીકત પુછી તો મેં તેમને વ્હેપાર કરવા નીકળ્યો છું તે વિગેરે જણાવ્યું. આ પ્રમાણે અમારે અને તે છોકરીના બાપને વાતો થઇ ત્યાર પછી તે ડોસો મને અને આ તમારા ભાભીને ખરા દીલથી ચાહતા હતા. પણ પેલી રત્નમણીને તો અમે જાણે એક આંખના પાટા હોય એમ લાગવા માંડયું.

ઘેર જઇ પેલા ડોસાએ પોતાની છોકરીને મરમમાં ને મરમમાં શીખામણો દેવા માંડી પણ એક ઇંદ્રીના જ્ઞાન વાળી છોકરીને બીજુ કાંઇ સુઝતું નહિ માત્ર વિષય વિષય ને વિષયજ છેવટે તેના બાપે તે કાગળની વાત ખુલ્લી રીતે તેને કરી છતાં પણ છોકરી એકની બે થઇ નહિં. ત્યારે છેવટે તેના પિતાએ તેને મ્હારી આપેલી તેના હાથની લખેલી ચીઠી નજરો નજર બતાવી. જેથી છોકરી ફીકી ફચ બની ગઇ ઘણી શરમાવા લાગી અને મારાપર એવી તો રીસ કરવા લાગી કે જાણે મારી નાખું કે મરી જાઉં એમ તેને તેના મનમાં થવા લાગ્યું પણ માહારા મનને એમ હતું કે આપણે કયાં અહીં જીન્દગી કાઢવી છે કે આપણે લાંબી પંચાતમાં પડીએ આપણે તો માત્ર કોઇનું આપણા હાથે ભલુ થતું હોય તોજ કરવું નહિ તો બીજા કામમાં ધ્યાન આપવુંજ નહિં. આ છોકરીના પિતાએ આ છોકરીને લગભગ એક

મહિનો પોતાના ઘરમાં કેદ માફક રાખી મુકી. શુ કરે  સાસરે પણ કેવી રીતે મોકલે સુધર્યા વિના સાસરે પણ કેવી રીતે મોકલાય.

આ છોકરી જ્યારે એનો બાપ  આ બાબતથી  અંજાણ હતો ત્યારે હમેશ દેવ દરશન કરવા જતી તમામ જાતના વ્રતો કરતી અને એક ભકતાણીની માફક ચાલતી. તેથી તેના માબાપને તેના પર જરા પણ વ્હેમ આવતો નહિં અને તેથીજ તેનો બાપ માહારી સાથે લઢવા તૈયાર થઇ ગયો પરંતું છેવટે જ્યારે લેખીત દાખલો  આવ્યો ત્યારે પોતે ખાસ સમજી ગયો કે મ્હારી છોકરી બદચાલની છે.

આ છોકરીને માસ દોઢ માસ કેદ માફક રાખવામાં આવી હતી તેથી તેની પાસે મ્હોત નીપજાવવાનું કાંઇ પણ સાધન  મળી આવ્યુ ન્હોતું તેથી તેણે તેને બાહાર સેજ સાજ છુટી કરવામાં આવી ત્યારે એક દીવસ તે  એક રૂપિઆનું બજારથી અફીણ લાવી પી ગઇ અને એક ઓરડામાં સુઇ ગઇ થોડીકજ વારમાં તેના પ્રાણ દેહમાંથી જતા રહ્યા અને પરમાત્માને ત્યાં તેનો જીવ પોહોંચી ગયો.

સહવારે તેના  પ્રાણ દેહમાંથી જતા  રહ્યા હતા  પણ જ્યારે આખા દીવસ છોકરી ન જણાઇ ત્યારે તેની શોધ કરવા માંડી  છેવટે ઓરડાની સાંકળ બંધ દેખી તેથી તેઓને વ્હેમ પડયો અને  ઓરડા આગળ જઇ બુમો મારવા માંડી પણ તેનો જીવ  ખોળીઆમાં હોય તો બોલેને કોણ  બોલે ન બોલી  એટલે તેઓએ  ઓરડાના કમાડ ઉતારી નાંખ્યા અને જોયું તો તેનું શબ જણાયું.

હવે આ વાત બાહાર ના પડવી જોઇએ તેવા વીચારથી ડોસાએ એક ફાસલો  ઉડાવ્યો કે મ્હારી છોકરી  સહવારની માંદી  થઇ છે કોગળીયું  આવ્યું છે એમ બુમ ઉરાડવા માંડી પછી  બીજે દીવસે સહવારમાં ગુજરી ગઇ તેવી બુમ ઉડાડી મુકદુ  ગંધાઇ ન ઉઠે માટે

તેણે કસ્તુરી વગેરે ઉંચા ઉંચા પદાર્થોનો ઉપયોગ કર્યો હતો અને તુરત શમશાનમાં જઇ તેને બાળીબાળી. હું પણ આ શમશાનમાં ગયો હતો પણ તેને માટે કોઇ પણ વ્હેમ માતું ન્હોતું માત્ર કોગળીયું આવ્યું ને ગુજરી ગઇ એમજ સઘળી નાતના અને મોહલ્લાના લોકો માનવા લાગ્યા.

મડદુ બાળી સર્વ લોકો ઘર તરફ આવ્યા. તેના માબાપે સંસારના રીવાજ પ્રમાણે રોઇ કુટી ઘણો કંકાસ લોકોને દેખાડ્યો પણ પોતાના મનમાં કલંક લાગવા કરતાં મરી ગઇ તે ઘણુંજ સારૂ થયુ એમ હતું પણ લોકોને તો મરી ગઇ તેથી માબાપને અને આખા ઘરનાને ખેદ ઘણો આવે છે એમ જણાવવા માંડયું.

લોકો પણ તેને માટે એમ કહેતા કે ભાઇ કોગળીઆનું મોહોત આવું છે. ચટ આવ્યું અને ચટ ઉપડયું છોકરી સારી હતી વીગેરે વિગેરે વખાંણ લોકો કરવા લાગ્યા.

આ છોકરીના ગુજરી ગયા પછી પણ મને તેનો બાપ સારી રીતે ચાહતો હતો અને ઉલટો મ્હારો ગુણ માનતો હતો અને હું કોઇ વખત તેમની કોઇ બાબતમાં સલાહ પુછતો તો તેમને સારી સલાહ આપતા હતા. મેં તેમને વ્હેપારને માટે સલાહ પુછી તો તેમણે પોતાની સાથે મારૂ અહી સારૂ કરવા કબુલ કર્યું. અને કહેવા લાગ્યા કે મારી સાથે અહી સારો ધંધો કરો મે પંદર હજાર રૂપિઆ રોકયા છે અને તમે પણ તેટલા રોકો તમોને બારે મહીને ખાતાપીતાં બે ત્રણ હજાર રૂપિઆની આવક થશે મેં કહ્યું કાકા શું ધંધો કરો છો? તો તેમણે કહ્યું કે ધીરધાર કરવાનો અમને ધારધાર કરવામાં રૂપિએ બે જઇ બ્યાજ મળે છે અમે ઢેડ મુસલમાન વિગેરેમાં નાણાં ધીરીએ છીએ અમારા નાણાં ડુબવાનો બીલકુલ ભય નથી કેમકે અમે જણસો

સીવાય વાતજ કરતા નથી. પછી મેં કહ્યું ઢેડનો પૈસો ખાવો હું
વ્યાજથી ધારતો નથી કેમકે ભંગીનો પૈસો ખાવાથી તેના જેવીજ
બુદ્ધી આવે અને દીવસે દીવસે ભ્રષ્ટ બનતા જઇએ માટે મને કાંઇ
બીજો સારો ધંધો બતાવો કાકા ખોટું લગાડશો નહીં હું તો વ્યાજથી
છે તે કહું છું. પછી મેં કહ્યું કાકા તમારૂં નામ શું પછી તેમણે કહ્યું
મારૂ નામ જુગજીવન મેં મનમાં વીચાર્યું કે નામ જુગજીવન છે
અને જગમારૂ જેવા ધંધા કરે છે વાહ! જુગજીવન નામ જુગજીવન
રાખી જગને ભીખ માગતા કરો છો એ મારા મનમાં તે વખતે
વિચાર થયો પછી મેં કહ્યું જુગજીવનદાસ તમે બીજો કાંઇ ધંધો મને
નહિં બતાવો જો તમો એવો કોઇ પ્રમાણીક ધંધો જાણતા હો અને
સારા પૈસાની પ્રાપ્તી થતી હોય તો મને તે બતાવો કે હું તે ધંધો
શરૂ કરૂં કેમકે હાલમાં હું બેસી રહું છું બેસી રહે બેસી રહે કાંઇ
ગમતું પણ નથી પછી તે બોલ્યા. ન ગમતું હોય તો ઘડી ઘડી મારી
પાસે આવજો આપણે વેહેપારની વાતો કરીશું અને બે ઘડી ઇશ્વરનુ
સમરણ કરીશું પછી મેં મનમાં ધાર્યું કે જો કદાચ હું આની સોબ-
તમાં વધારે દીવસ રહીશ તો જરૂર નીચ લોકોનું હરામી વ્યાજ ખાઉ
થઇ જઇશ માટે મેં તેમ વિચારી કહ્યું સારૂ ફુરસદ મળશે તો આવીશું
કેમ નહીં આવીએ તમો પાડોશી છો તે માબાપ જેવા છો તમો કાંઇ
પણ સારીજ શીખામણ આપશો આ પ્રમાણે મેં તેને દીલાસો આપ્યો
પણ હું હંમેશા તેને ઘેર જતો નહીં કોઇ કોઇ વખત અડધો કલાક
ગપ્પાં મારી ચાલ્યો આવતો કેમકે મને તેનો આ વ્યાજખાઉ ધંધો
પ્રસન્ન નહોતો વળી તેનો કોઇ કોઇ વખત રૂપિએ આનો બબે આના
અને છેક ચાર ચાર આના સુધીનું છેક ગળુ કાપવા જેવું વ્યાજ
લેતા તેથી મને તેમનું મ્હો જોવું પણ ઠીક લાગતું નહિ કેમકે લોકોની

આંતરડી કકળાવી માલ કબજામાં રાખી આટલું બધું વ્યાજ ગરીબો પાસેથી લેવું એ મહા અનર્થની વાત મને લાગી તેથી હું તો તેને મળવા ચાલતોજ નહિં.

આ શહેરમાં લગભગ મેં ચાર માસ વ્યતીત કર્યા પણ મને કાંઇ ધંધો હાથ લાગ્યો નહિ અને મારી પાસે રોકડા રૂપિઆમાં માત્ર દશ મોહોરો અને એક વીસ હજારની વીંટી જવાહીરની હતી બીજુ મારી પાસે એક વાલની વીંટી પણ ન્હોતી તેથી મને ચિન્તા થવા લાગી કે આ મોહોરો ખલાસ થશે એટલે જરૂર આ વીંટી વેચી દેવી પડશે. અને તે પણ ધીમે ધીમે ખાઇ જઇશું એમ મને લાગવા માંડયું તેથી મને વેહેપાર માટે ઘણી ચિન્તા થવા લાગી છેવટે સાડાપાંચ માસ પુરા થવા અને માત્ર મારી પાસે એકજ ગીની રહી તેથી મેં જાણ્યું કે આ શહેરમાં મારો કાંઇ પત્તો ખાય તેમ લાગતું નથી. તેથી મેં બીજા શહેર તરફ જવા વિચાર કર્યો તો પછી મને એક ડાહ્યા માણસે સલાહ આપી કે તમો શાન્તીનગર શહેરમાં જાઓ ત્યાં વેહેપારનું મથક સારૂં છે ત્યાં તમારો વ્હેપાર સારો ચાલશે ત્યાં વસ્તી ઘણી છે અને વેહેપાર પણ બધાના ધમધોકાર ચાલે છે આ પ્રમાણે મેં આ તમારા શહેરનાં વખાંણ સાંભળ્યાં તેથી હું ત્યાંથી અહીં નીકળવું કે નહિ તે વિચાર ચલાવવા લાગ્યો. પછી મેં તે માણસને પુછ્યું તે શહેર અહીંથી કેટલું દુર છે. તો તેણે કહ્યું લગભગ પચીસેક ગાઉ થશે મેં કહ્યું રસ્તો સારો છે કે લુંટફાટની દેહશત છે તેણે કહ્યું કે ઠેઠ સુધી આ રાજ તરફથી અને તે રાજ તરફથી ચોકી પેહેરા વચમાં વચમાં બબે માઇલ છેટે મુકેલા છે જો તમો ચાલીને જવું ધારશો તો દસબાર કલાક લાગશે અને ટપો કરશો તો તમને છ કલાકમાં ત્યાં પોચાડી દેશે. પરંતુ ટપાવાળો ચાર રૂપિઆ ભાડાના લેશે માટે તમને ફાવે તેમ

કરે. મેં પછી ટપામાંજ આવવાનો વિચાર કર્યો. મારી પાસે પૈસા આવી રહ્યા હતા છતાં પણ ટપામાંજ જવું અને ચાલીને દુઃખ વેઠીને નજ જવું એમ નક્કી કર્યું. પછી અમે એક ટપો ભાડે કર્યો અમારા ઘરમાં સામાન સાથે લાવી શકાય તેવો નહોતો તે પાડોશી બ્રાહ્મણને આપી દીધો. અને સાથે લાવવા જેવો હતો તે લેઇ ટપામાં નાંખ્યો અને વ્હાણું વ્હાયા પછી અમો ત્યાંથી રવાના થયા લગભગ ઇશ્વર કૃપાએ વિના હરકતે આ તમારા શાન્તીપુર શહેરમાં આવી પોહોંચ્યા હવે અમને મુકામ કરવાની મોહા ચિન્તા પેટી પાસે માત્ર ભાડું આપતાં ચાર પાંચજ રૂપિઆજ રહ્યા હતા સારૂં થયું કે પાંચ સાત રૂપિઆ પાસે હતા નહિ તો પારકા શહેરમાં મોહા મુસીબતમાં આવવું પડત પણ ઇશ્વર કૃપાએ શહેર બાહાર એક મહાદેવનું દેવળ મળી આવ્યું જ્યાં સઘળા મુસાફરો હંમેશ ઉતરે છે તે દેવળમાં મહા-રાજને મળી અમે એક રૂમ માગી લીધી. મહારાજને પણ આવતાં વહેંત એક રૂપિઓ ગજવામાંથી કાઢી આપ્યો એટલે મહારાજે અમોને એક સારી રૂમ ખાલી કરી આપી તે દીવસે તો સાંજ પડી જવા આવી હતી તેથી ટપાવાળાને ખવડાવી વીદાય કર્યો અને અમે નિંદ્રા લેવીજ આજથી ધાર્યું અને આંતે તેમજ કર્યું.

બીજે દીવસે અમો અને આ તમારા પવિત્ર ભાભી બજારમાં વીંટી વેચી નાંખવા ગયા બે ચાર દુકાનો ફર્યા કોઇએ બે હજારે માગી તો કોઇએ ચાર હજારે માગી તો કોઇએ આઠ હજારે માગી એમ જુદી જુદી આ મારી આંગળીએ વીંટી તેની માગણી થઇ છેવટે આ અમારા કર્મના સંજોગે મળેલા હેમચંદ શેઠે શું ને શું દાનતથી અઢાર હજારે માંગણી કરી મેં ધાર્યું પારકા પરદેશમાં પુરી કીમત ઉપજવી મુશકીલજ પડે તેમ ધારી મેં આપવા હા કહી હું જાણતો હતો કે

ખાસ વીસ હજાર રૂપિઆ અમારે ખર્ચ થયા છે છતાં પણ રૂપિઆની નાકીદે જરૂર ના લીધે મેં અઢાર હજારે વેચાથી આપવા કબુલ કર્યું પછી તે શેઠે અમને બીજે દીવસે તેને ઘેર આવવાનું કહ્યું કેમકે રૂપિઆ ઘેર છે માટે કાલે સહવારે તમો અમારે ઘેર આવજો પછી અમો બંને સહવારે તેમના બનાવેલા ઠેકાણે ભુખ્યા અને ભુખ્યા ગયા ત્યાં શેઠે અમારા ઉપર આવું ખોટું તોહોમત મુક્યું અમે તો જાણ્યું કે. **હોલમાંથી નીકળી ચુલમાં પડયા** જ્યાં જઈએ ત્યાં **કર્મ તો આગળનું આગળજ.** મેં ધાર્યું પ્રભુ જે દુઃખ નાંખવું હોય તે નાંખ હવે ડરીને શું કરવું અમે સાચા હતા તેથી અમને જરી પણ ચિન્તા નહોતી તો પણ અમને શેઠના જુઠા વાક્યો સાંભળી સાચું સમજી પોલીસના માણસો મુસ્કેટાટ બાંધી આપની હજુર લાવ્યા આપે અમને સજા ફરમાવી વળી તમારા હૃદયમાં દૈવયોગે અને સારા નસીબે સારો વીચાર સુઝયો અને તેના ઘરની ઝડતી લેવડાવી અને અમોને છ માસનો શ્રાપ પુરો થવાનો હશે અને તમને તે સારી વાત સુઝવાની હશે તેથી તમોએ છોડી મુક્યાં અને ત્યારપછી તો શું થયું તે તો તમો પોતે સારી રીતે જાણો છો એટલે મ્હારે કહેવાની કાંઇ જરૂર નથી. ભાઇ આ માથે હવે તો દુઃખનાં ઝાડ ઉગવાં બાકી રહ્યા છે. સઘળું વીતી ચુક્યું છે અમારા લીધે બે માણસોના તો ખુન પણ થઇ ગયાં દૈવ દૈવ આ શો જુલમ કર્યો મને છેવટે ખુનનો પણ તમારો ગુનેગાર બનાવ્યો. હવે હું ક્યાં છુટીશ મેં પાપીએ મત કરી બ્હાર જવાનું પસંદ કર્યું તમોએ મને ઘણું ના કહ્યું હતું છતાં મેં મત કરી બાહાર જવા ખાએશ કરી તે મારા કર્મ મને નડયાં છે નીકળતાં કોઇ સારાના સુકન મળ્યા હશે કે સર્વ બાબતે હજુ ઠીક છે. હવે હું ધારૂં છું પરમાત્માની કૃપાજ થશે કેમકે જો તેમ ના હોત તો મ્હારો

અને તમારો મેળાપ થાયજ નહિં માટે હવે તો પ્રભુ પાસે એટલું માગું છું કે કોઇ વખત આવા જુલમો અમારા ઉપર ગુજારશો નહીં એવી પરમાત્મા પાસે મ્હારી અંતઃકરણપુર્વક માગણી છે.

**મનોર**—ભાઇ ધીરજ ધરો તમોએ સબુરી પકડી છે તો પરમાત્માએ તમોને સહી સલામત આટલે સુધી પોચાડી આપણને ચારેનો એકઠા કર્યા છે તો હવે પ્રભુ તમારા ઉપર કદી દુઃખ નહીંજ નાંખે. જો દુઃખ જ આપવું હોત તો પેલા માહારાજનો શ્રાપ આખી જીન્દગી માટેજ લાગ્યો હોત માટે એટલા ઉપરથીજ સમજી જાઓ કે તમારા દુઃખના દીવસો ગયા અને હવે જે આવે છે તે સુખનાજ આવે છે એમ નક્કી માનજો કહેવતમાં કહ્યું છે કે **સાચને ન લાગે આંચ** માટે સાચાને હજારો સંકટો પડે પણ આખરે આંચ આવેજ નહિ. એ ખચીતજ માનજો. હવે તમો જ્યાં સુધી તમોને વ્હેપાર કયો કરવો તે સમજ પડે નહીં ત્યાં સુધી ખુસીની સાથે આ આપણા નેકી માહારાજાના કુવરોને ને કુંવરીઓને ભણાવો અને કદાચ વેહેપાર કરશો અને ભણાવશો તો પણ હરકત નથી માટે મનમાં આવે તે પ્રમાણે કરજો

આ પ્રમાણે વાત ચીત કરી સાંજ પડવા આવવાથી ભટે રસોઇ તૈયાર કરી હતી તેથી સર્વ જણે જમી લીધું અને પાન મુખવાસકરી વાતનો શ્રમ પડયો હતો તેથી નિંદ્રાદેવીને આધીન થઇ ગયાં.

---

# પ્રકરણ ૭ મું.

## વેહેપાર નોકરી અને છોકરાં

### દોહરો.

ચંદ્ર વધે જેમ બીજનો તેમ વધી કીર્તી અપાર
સુખસંપત ધન્ય મેળવી વધાર્યો વ્હાલ અપાર

બીજે દીવસે પ્રાતઃકાળ થયો એટલે હંમેશના નીયમ પ્રમાણે બંને જણ પરવારી તૈયાર થયાં અને સૌ સૌ સૌસૌના કામે એક ચીને લાગી ગયા અને એક ચીતે પોતાનું કામ બજાવવા લાગ્યા આમ કરતાં કરતાં લગભગ બે વર્ષ વીતી ગયાં માહારાજાના મનને બંને જણ અતિ પ્રિય થઇ પડ્યા. માહારાજાને કોઇ બાકીનું કામ ન બની શકે તેવું કોઇ કામ આવતું તો મનોરની તેમજ પુર્ણચંદ્રનીજ સલાહ લેતા. અને તેમનેજ પુછી સર્વ કામ કરતા. રાજા અને આ બંને જણા વચ્ચે એટલો સખત પ્રેમ બંધાઇ ગયો હતો કે તેઓની સ્ત્રીઓમાં રાજ મેહેલમાં હંમેશ જતાં અને રાણીજીને તે પણ નિતિના બોધ આપતી. લલિતા અને મણી ગવરી એક એકથી ચઢીઆતા હતાં તેમ પુર્ણચંદ્ર અને મનોર પણ તેવાજ હતા બંને કાકાના છોકરા ભાઇ હતા એક કુટુંબના હતા એટલે પછી શુ પુછવું.

નોકરી કરતાં પુર્ણચંદ્રને બે વરસ વિતિ ગયાં એટલે એને એવો ઉમંગ થયો કે એક દુકાન કરવી દુકાન પણ ચલાવવી અને કુંવરોને પણ ભણાવવા એમ વીચાર ધારી પોતે એક દસ લાખ રૂપિઆ નાંખી તમામ વસ્તુ વેચવાની દુકાન કાઢી કોઇ પણ વસ્તુ આ દુકાને ન મળી શકે એમ ગામનું કોઇપણ માણસ કહી શકતું નહિ. માત્ર જે ચીજ

વરકત નથી તેજ ચીજ માત્ર આ દુકાનમાં ન મળી શકતી પરંતુ બીજી વસ્તુઓ જેટલી અને જેવી જોઇએ તેવી મળી શકતી.

આ દુકાન કાઢયા પેહેલાં પુર્ણચંદ્ર એક વિશાળ જમીન વેચાણ રાખી અને તે ઉપર એક માર્કેટની માફક એકજ દુકાન એકજ બારણાની કરી.

આ દુકાનમાં પુર્ણચદ્રે નામુ લખનાર માલ ખરીદનાર ઉઘરાણી લાવનાર માલ વેચનાર એમ મળી સો ગુમારતા રાખ્યા હતા. પુર્ણચંદ્રે પોતના મનમાં આ દુકાનમાં મનોરે રૂપિઆ નથી આપ્યા છતાં પોતાને બદલો વાળ્યા કરતાં પણ વિશેષ બદલો વાળવાનો વિચાર દ્રઢમુળથીજ હતો તેથી તેણે તેને આ દુકાનની કમાઇમાંથી આઠ આની ભાગ આપવાનો નક્કી નીશ્ચય કરી રાખ્યો હતો. પરંતુ તે મનોરના મોઢે ભાગ વિષે બીલકુલ કહેતો નહી. છતાં પણ મનોરને તેના પર જેવોને તેવો અગાધ પ્રેમ ધરાવતો હતો. અરે એથી પણ વિશેશ પ્રેમ બંને મિત્રોમાં વધતો જતો હતો. અને સગાભાઇ સમાનજ તેઓ ચાલતા હતા.

આ દુકાનમાં જે માલ આવતો તેનો સરકાર ટેક્ષ માહારાજાએ ચોથઇ ટેક્ષ લેવાનું ઠરાવ્યું હતું તો પણ ચોથઇ ટેક્ષ એટલે દર મહીને એક હજાર રૂપિઆ ચોથઇ ટેક્ષના ભરવાના આવતા હતા અને દર મહીને આંધળા લુલુ લંગડા વીગેરેના ખર્ચ માટે ધર્માદા એક હજાર કાઢતો હતો તે ઉપરાંત પોતે પોતાના ગજવામાંથી પણ જુદુ ધરમાદા કરતો હતો તેનું ધ્યાન ધરમાદા તરફ વિશેશ હતું.

આ દુકાનમાં પુર્ણચદ્ર દરમહીને પચીસ હજાર રૂપિઆ આ ખર્ચો અને ગુમારતા ખર્ચ વીગેરે બાદ કરતાં પેદા કરતો હતો છતાં પણ તેને જરાપણ અભિમાન નહોતું.

એક દીવસ તેને એવો વિચાર થયો કે અહિં ધર્માદા થાય છે પરંતું મ્હારા શહેરમાં ધર્માદો થવો જોઇએ એમ ધારી તેણે એક પોતાના ઓળખીતા લખમીચંદ્ર નામના શેઠ ઉપર નીચે પ્રમાણે કાગળ લખી એક ધર્મશાળા અને એક દવાખાનું બંધાવવા રૂપિઆ એક લાખની હુંડી મોકલી અને લખ્યું કે તમો એક ધર્મશાળા એવી બંધાવજો કે જેમાં એક હજાર મુસાફરો ઉતરી શકે અને એક દવાખાનું એવું બંધાવજો કે શહેરના તમામ લોકો તે દવાનો સારી રીતે ઉપયોગ કરી શકે આ પ્રમાણે લખ્યું અને હુંડી મોકલી દીધી એટલે. લખમીચંદ શેઠે તેમના લખવા પ્રમાણે છ માસમાં તે બંને મકાનો બંધાવી તૈયાર કરાવ્યા. પોતે પોતાનું નામ આરસના પથર પર કોતરાવવાનું લખ્યું ન્હોતું છતાં પ્રમાણીક લખમીચદે તે બંને મકાનોને એક એક આરસ-પાન ઉપર મોટા અક્ષરથી કઇ સાલમાં તૈયાર કરાવ્યું અને કોણે તૈયાર કરાવ્યું વિગેરે લેખ કોતરાવી બંને મકાનની ભીંતોમાં આરસના કોતરેલા પથર ચોઢી દીધા.

તમામ હકીકત તૈયાર મકાન થઇ રહ્યા પછી લખમીચંદ શેઠે લખી જણાવી એટલે દવા અને ધર્મશાળા માટે અનાજ અને જોઇતો બીજો સામાન ખરીદવા બીજા પચાસ હજાર રૂપિઆ મોકલ્યા અને પછી દર મહીને દસ હજાર રૂપિઆ એ બંને કાર્યોમાં પુર્ણચંદ્રે ખર્ચ માટે મોકલવા પણ વિષેશમાં લખી જણાવ્યું હતું.

આવાં આવાં સુકીત કાર્યો પુર્ણચદ્ર કરે છે એવી ખબર માહારાજાને કોઇ માણસે વિદિત કરી એટલે માહારાજા તેના ઉપર અત્યંત ખુશ થયા અને તેની ઉમદા સખાવત જોઇ ઘણો હર્ષ પામવા લાગ્યા

દુકાન કર્યા ને બે વર્ષ થયાં એટલે દુકાનમાં બીજા પાંચ લાખ રૂપિઆનો વધારો થયો જેમ જેમ તે પુન્યના મારગે વધારે પૈસા

કાઢતો ગયો તેમ તેમ તેની પેદાશ દીવસે દીવસે વધવા લાગી. પોતાના શહેર કરતાં આ શહેરમાં તેની એવી તો આબરૂ બંધાઇ ગઇ કે ગામના લોકો બીજા કરતાં તેને ત્યાં રૂપિઆ જમે મુકવા આવતા પુર્ણચંદ્ર લોકોના રૂપિઆ જમે રાખવા સાફ ના પાડતો પણ જ્યારે કોઇ સારા સદ્‌ગૃહસ્થની ભલામણ આવતી ત્યારે માહામુસીબતે ચાર આનાના વ્યાજે જમે માંડતો કેમકે પોતે દુકાનમાં ઘણા રૂપિઆ રોકયા છે અને દરરોજ નવો માલ આવતો જાય છે અને વધે જાય છે એટલે તેને બીજાના રૂપિઆ જમે રાખવાની શુ જરૂર.

મનોરને પણ કોઇ કોઇ વખત એમ થતું કે હું પણ કોઇ દુકાન કરૂં દુકાન કરવા સારૂ પુર્ણચંદ્રની સલાહ પુછતો તો પુર્ણચંદ્ર તેને સાફ નાજ પાડતો એટલે તે પાછો પોતાના વિચાર માંડી વાળતો પણ પોતાના મનમાં એમ ન લાવતો કે તે રળી જાય છે અને હું એકલો રહી જાઉં છું તેને તો માત્ર સંતોષજ હતો. આ બંને જણ સંતોષી હતા. પુર્ણચંદ્ર દુકાનની ના પાડતો હતો તેનું કારણ એકે તેનાથી પોતાની દુકાન જાળવી શકાય તેમ નહોતું તેમ ગુમારતા રળીને આપી દે તે આ દુનીઆમાં બનતુંજ નથી. તેમ પોતે તેને આડઆની નફો આપવાનો હતો અને તે નોકરીમાં સાતસોના પગારમાંથી એક હજારના પગારમાં ગયો હતો તેથી તેણે તેમ કરવા ના પાડી હતી. નહિં કે તેને બદદાનતથી ના પાડી હતી.

પુર્ણચંદ્ર પોતાની મુઆ પછી પણ નામના રહે તેવાં કામો હંમેશાં કરવામાં તતપર રહેતો હતો કોઇને કદી પુર્ણચંદ્રથી સુખ ઉપજે એવું હોતું તો પુર્ણચંદ્ર એવા પરમાર્થના કામમાં પહેલો જઇ ઉભો રહેતો, અને આવેલા સખસનું કામ ઘણી ખુસીથી પોતાથી બનતી મેહેનતે કરી આપતો પરોપકાર કરવામાં હદથી જાદે પોતે

ધ્યાન આપતો હતો તેની વૃતી સમયથીજ એટલે નાનપણથીજ એવી હતી. પેહેલો તેને વ્હેમ વધારે હતો તે વ્હેમ લલિતાએ ચોકસ રીતે કાઢી નાંખ્યો હતો. ત્યારથી તે કોઇ દીવસ વ્હેમ તો લાવતોજ ન્હોતો અને ત્યારથી તે વ્હેમની વાત તો ભુલીજ ગયો હતો.

લલિતા અને મણીગવરી ઘરનું પોતાથી કરવા જેવું કામ કરી કાંતો ધર્મના પુસ્તકો આખો દીવસ વાંચતી કે કાંતો ભરત ગુંથણનું કામ હાથમાં લઇ બેસતી અને ફુરસદ વખતે બે ઘડી રાણી સાહેબ પાસે જનાનખાનામાં જઇ બેસતી જનાનખાંનામાં બાહારની બીજી કોઇ સ્ત્રીઓને હુકમ વિના દાખલ થઇ શકાતુ નહિં. પણ આ બંને સ્ત્રીઓ તો ખુલ્લી રીતે વિના હુકમે દાખલ થઇ શકતી કેમકે તેમને પેહેલેથીજ ઓર્ડર મળેલો હતો કે તમારે હુકમ માગવાની કાંઇ જરૂર નથી તમારે ખુસીની સાથે અંદર ચાલ્યા આવવું તમારો અમને કોઇ જાતનો બાધ નથી. અને રાણીએ વિશેશમાં એટલું પણ કંહેલું કે તમો અમારી સગી બેહેન જેવાં છો એટલે તમારે આવવાને કોઇ જાતનો વાંધો નથી. આ બંને જણુ હંમેશ રાજાને ત્યાં જતા તેનું કારણુ એ કે રાજા પવિત્ર હતા એટલે તેમને ત્યાં જવાને જરી પણ વાંધો આવતો ન્હોતો. કેટલેક ઠેકાણે તો રાજા કોઇ સ્ત્રીને જુએ કે પોતે ધારે એમ વર્તી શકતા, પરંતુ આ તો માત્ર પોતાની એક રાણીથીજ સંસાર ચલાવતા રાજા પણ નિતિવાન હતો તેથી તેને પરમાત્માએ વસ્તાર પણ સારો આપ્યો હતો. આઠ દીકરા અને સાત દીકરીઓ આપી હતી, તેથી રાજા તેમને જોઇ ઘણો આનંદ પામતો હતો, વળી તેને માણુસો આ બે જુવાન ઘણા ચાલાક રાજ્યનું તમામ કામ સંતોષકારક રીતે કરી શકે તેવા મળી આવ્યા હતા તેથી પોતાના હૃદયમાં વિશેષ આનંદ માનતો હતો, અને પોતાને રૈયતને નિર્ભયપણે

આનંદમાંજ દીવસો ગાળતા કહેતો તેના રાજ્યમાં આગળ ગમે એવું બીજા નબળા માણસોના સબબથી અંધેર ચાલતું હતું પણ મનોર અને પુર્ણચંદ્રના દાખલ થયા પછી એ અંધેર બધું ચાલતું બંધ પડી ગયુ અને નિતિસર સઘળો કારભાર ચાલવા લાગ્યો. આ બે શીવાય રાજા પાસે બીજા કારભારી અને પ્રધાન વીગેરે પણ સારાજ હતા. આ રાજા સારા માણસોનેજ પરીક્ષા કરી રાખતો અને નબળાઓને તેમનામાં ચુક જોતો તો તુરત નોકરીમાંથી ખસેડી મુકતો, અને તે જગોએ સારો માણસ શોધી કાઢી રાખતો કેમકે તેને પોતાની રૈયત માટે સારૂ અભીમન હતું કે મારી રૈયત કોઇ રીતે કોઇ પણ કારણથી દુઃખ પામવી ન જોઇએ, તેજ કારણથી તે સારાજ માણસોનો સંગ્રહ કરતો હતો તેમ પોતે રૈયત ઉપર જાદે કર પણ નાંખતો નહોતો રીતસર કર લેઇ સૌ સૌને પોતપોતાનો ધંધો રોજગાર સારી રીતે કરવા દેતો હતો તેથી તેમને આખી રૈયત પિતા પ્રમાણેજ ચાહતી હતી. અને રાજા રૈયતને છોકરા તુલ્ય માનતા હતા. તેનો મુખ્ય હેતુ એ હતો કે કોઇને ગેરઇન્સાફ મળે નહી ને સઘળાનો સરખો ન્યાય મળે અને સર્વ કોઇ આનંદમાં દીવસ બ્યતીત કરે. આ પ્રમાણે હતું તેથી તેના રાજ્યમાં ગુન્હાઓ પણ ઘણા ઓછા બનતા હતા તે માત્ર નહીં જેવાજ બનતા હતા તેને ન્યાઇ અમલદારો બ્યાજબી ન્યાય આપતા તેમાં વળી આપણા મનોરભાઇ મોટા જજની પદવીએ હતા એટલે તો ગેરઇન્સાફની વાતજ શી. ગેરઇન્સાફ કે ગેરવર્તણુંક મુળે રાજાનેજ પ્રસન્ન નહીં એટલે પછી બીજાથી તે બનવું મુશકેલજ હતું જો કોઇની ગેરવર્તણુંક કદી જોવામાં આવતી તો તેને પોતાની હદ બહાર કરતા અને જ્યારે તે માણસ સારા જામીન આપે કે મેં મારી ચાલ સુધારી છે તો તેને તેના જામીન લેઇ પાછો પોતાની

હદમાં રહેવા દેતા. પણ અનિતિવાનને તો રાજા સખ્તમાં સખ્ત સજો પોતે જાતે કરતા તેમ તાબાના માણસોને પણ તેમ કરવા સુચવવામાં આવ્યું હતું તેથી સર્વ કોઇ સંપ સંપીને લડાઇ ટંટો કે છેતરપંડી કે ચોરી ચગાલી રહીત તેની આખી રૈયત નિર્ભય પણે એક **રામ રાજ્ય માફક તેમનું રાજ ચાલતું** હતું. આવા શુભ વિચારોથી દીવસે દીવસે તેમની ચઢતી કળા થતી હતી અને દુન્યામાં તેમની સારી નામના કહેવાતી હતી ઘણાતો તેને રામરાજા કહીનેજ બોલાવતા હતા અને ખરે તેમજ હતું તેના રાજ્યમાં રસ્તે જતાં પડી ગએલી વસ્તુ તે માણસ પાછો આવીને જોતો તો ઘણે ભાગે તેને પોતાને મળીજ આવતી, કેમકે આવા સખ્ત ઓર્ડરથી કોઇ પણ સખ્સ ચોરી વિગેરે ગુન્હો કરી શકતું નહિં.

પુર્ણચંદ્રએ પોતાની પેઢી લગભગ પાંચ વરસ સુધી ચલાવી એટલામાં તો તેને ખર્ચ કાઢતાં પોતે જેટલા રૂપિઆ રોકયા હતા તેથી બીજા ડબલ રૂપિઆ નફાના રહ્યા અને પોતાની સ્ત્રી લલિતાને એક પુત્ર અને એક પુત્રી પેદા થઇ પુત્ર ત્રણ વર્ષનો થયો અને પુત્રી એક વર્ષની થઇ આ વખતે પુર્ણચંદ્રની ઉમર લગભગ ત્રીસ વર્ષની થઇ હતી છોકરો દીવસે દીવસ વધતો જવા લાગ્યો લગભગ સાત વરસનો છોકરો અને પાંચ વરસની છોકરી થઇ ત્યારે તેની માતાએ તેઓ બંનેને સાથેજ શીક્ષણ આપવા માંડયું બંનેને સાથેજ ભણાવવા લાગી નીશાળે નહિ મુકતાં લલિતાએ પોતાના હાથેજ પોતાના બચ્ચાંને અભ્યાસ કરાવવા માંડયો.

આ છોકરાનું નામ **સુમતી** અને છોકરીનું નામ **સત્યલક્ષ્મી** પાડયું હતું.

આ છોકરાઓ લગભગ દસ અને આઠ વરસના થયાં ત્યારે તેની માતાએ તેમને ગુજરાતી પાંચ પાંચ ચોપડી સુધી અભ્યાસ કરાવ્યો. અને ઇંગ્રેજી સેકન્ડ બુક સુધી અભ્યાસ કરાવ્યો હતો. આ છોકરાંઓ પણ તેમના માબાપ જેવા ચંચળ હુંશીઆર અને ડાહ્યા હતા આ છોકરાંઓને તેની માતા ભણતર સાથે નિતિનું પણ જ્ઞાન આપતી હતી કેમકે છોકરાંઓને બચપણથીજ નિતિનું જ્ઞાન આપવામાં આવે તો આગળ કોઇ દીવસ છોકરાં અનિતિ શું છે તે જાણવા મન પણ કરે નહિ અને અનિતિ છે તેવું તે જાણે તો તે પોતેજ આ અસલના બોધથી તેને કરવાની તો શું પણ જોવાની પણ ઇચ્છા ન કરે તેવું તેની આ સુપાત્ર માતા સારી રીતે જાણતી હતી તેથી તે તેઓને પેહેલેથીજ ઉચ્ચ કેળવણી આપતા હતા પોતે સારી રીતે જાણતી હતી કે છોકરાંઓને પેહેલેથી જેમ દોરીએ તેમ તેઓ મોટપણે પણ ચાલે છે માટે અત્યારથીજ તેમના કોમળ મગજમાં ઉત્તમ જ્ઞાન ઠસાવવું જોઇએ એમ ધારી તે છોકરાંઓને સારી રીતે ઉત્તમ જ્ઞાન આપતા હતી.

છોકરાંઓને જન્મથીજ માબાપોએ સારી ચાલ શીખવવી જોઇએ નહિં કે તેમને રખડતાં મુકી અવળો રસ્તો કે ગાળો દેતા કે લઢવાડ કરતાં શીખવાડવાં જોઇએ છોકરાંઓને બીલકુલ રમવા દેવાં નહિ એવો લલિતાનો મત ન્હોતો પણ રીતસર રમવા દેવાનો તેનો મત હતો તેમ બીજા છોકરાઓની સોબત કરાવવાનો તેમનો બીલકુલ હેતુ ન્હોતો કેમકે જો છોકરાઓની સાથે રમે હરે ફરે તો કાંઇ નહિને કાંઇ અઘટીત કામ શીખેજ. તેવો તેનો મત હતો તેથી મેહેલ્લાના કે શાહેરના કોઇ પણ છોકરાઓ સાથે તેઓને લલિતા રમવા જવા દેતી નહીં પણ પોતેજ તેને જાણવાનું તેમજ રમતો શીખવાડતી આ

આ છોકરાંઓ પણ તેની માતાના તેમજ તેના પિતાના કહ્યામાં સારી રીતે હતાં એક ઘાંટો લલિતા કે પુર્ણચંદ્ર આ છોકરાંઓને કાઢે કે તુરતજ તેમની પાસે આવી ઉભાં રહેતાં લલિતા છોકરાઓને નકામી બાહાર મોકલતી નહીં તેમ તેઓને બ્હીકણુ પણ થવા દેતી નહીં. આ રીતે છોકરાઓ માટે લલિતા અત્યંત કાળજી રાખતી તેમને મને રમવા વીગેરેની જોઇતી વસ્તુ તેમને મંગાવી આપતી અને હર વખતે પોતે છોકરાંઓને ઉત્તમ ઉત્તમ વચનો કહી તેમના કોમળ મગજમાં સારી રીતે ઠસાવતી આથી છોકરાઓ નાની ઉમરમાં પણ અત્યંત ચાલાક અને હુંશીઆર બનવા લાગ્યાં.

આ છોકરાંઓને જોઇ પુર્ણચંદ્રને હૃદયમાં એવો આનંદ થતો કે દુન્યામાં જે મળવાનું હતું તે હવે મને મળી ચુક્યું છે. એમજ પોતે સમજતો હતો તેથી તે પ્રભુનો હંમેશાં મ્હોટો પાડ માનતો હતો. અને આજીજીથી કાલાવાલા કરી પ્રભુની હંમેશાં પ્રાર્થના કરતો

આ છોકરાં દસ વર્ષના થયાં એટલે પુર્ણચંદ્ર રાજાના છોકરાંઓને ભણાવતો હતો. ત્યાં તેઓને અભ્યાસ કરાવવા લઇ જવા લાગ્યો કેમકે છોકરાં મોટી ઉમરનાં થયાં માટે હવે સ્ત્રી પાસે શીક્ષણ ન અપાવવું જોઇએ એમ ધારી પોતે તે છોકરાંઓને રાજાના છોકરાંઓની સાથે ભણાવવા લાગ્યો.

મનોરને પણ પુર્ણચંદ્રનો છોકરો દસ વર્ષનો થયો તે વારે એક છોકરો તેની સ્ત્રી **મણીગવરીને** પરમેશ્વરે આપ્યો. મનોરે છોકરો આવ્યાની ખબર સાંભળ્યા એટલે તુરત સાકર મંગાવી ભાઇબંધ દોસ્તદાર વિગેરેમાં વેહેંચી અને વધામણી ખાવા આવનાર સીપાઇને એક સોના મોહોર ઇનામમાં આપી. પછી તુરત કોર્ટ બંધ કરી મનોર ઘર તરફ આવ્યો.

મનોર પુર્ણચંદ્રની જરા શરમ રાખતો હતો, કેમકે પુર્ણચંદ્ર તેના કરતાં બે ત્રણ વર્ષે મોટો હતો તેથી તે તેના મો આગળ છોકરો શબ્દ બોલી શકતો ન્હોતો.

આ છોકરો પણ ઇશ્વર કૃપાએ દીવસે દીવસે મોટો થવા લાગ્યો. આ છોકરો પણ તેના બાપ જેવો ડાહ્યો અને હસમુખો હતો રોવું તે કેવું થતુ હશે તે તેને બીલકુલ ખબર ન્હોતી આ છોકરાને પણ મનોરની સ્ત્રી અને લલિતા બંને તે દસ વર્ષની ઉમરનો થયો ત્યાં સુધી કેળવણી આપતા હતા. અને ત્યાર પછી તેને પણ પુર્ણચંદ્રને સોંપી દેવામાં આવ્યો હતો. તેથી પુર્ણચંદ્ર તેને પોતાના દીકરાની માફક ભણાવતો હતો, પુર્ણચંદ્રને આ છોકરો પણ પોતાના છોકરાની માફક-કજ પ્યારો લાગતો હતો, પોતાના બે છોકરાં હતાં તેમ તેને પુર્ણચંદ્ર પોતાનુંજ છોકરૂં છે એ પ્રમાણે ગણતો હતો મુળથી પુર્ણચંદ્રને છોકરાઓ ઉપર સારો પ્યાર હતો ગમે તો કોઇ અજાણ્યાનું છોકરૂં તેની પાસે આવતું તો તેને પણ પુર્ણચંદ્ર ખુબ સારી રીતે રમાડતો હતો અને બીજાનો છોકરો હોય છતાં પણ તેને માટે બેચાર આના ખરચી નાંખી રમકડાં તથા ખાવાનું લાવી આપતો હતો આ છોકરાને પણ પુર્ણચંદ્રે સારૂ ધ્યાન આપી ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરાવ્યુ હતું.

મનોર આ પ્રમાણે બંને ભાઇઓની સમ્રદ્ધી અને ઉત્તમ વરતાર જોઇ અતિ હરખાતો હતો અને પરમાત્મા પાસે હમેશ નિતિનીજ માગણી કરતો હતો

મનોરે આ છોકરાનું નામ **કુન્દન કુમાર** રાખ્યું હતું. કુન્દન કુમાર પણ પેલાં બે છોકરાંઓની માફક ચતુર ડાહ્યો તેમજ શાંણો અને વિવેકી હતો.

ઉત્તમ જ્ઞાન ધરાવનારના છોકરાં અસલથીજ ઉત્તમ ગુણને પ્રાપ્ત કરનાર હોય છે. એ નિઃશંશય વાત છે અને કેહેવત અનુસાર બરોબર એમજ બને છે. **બાપ તેવો બેટો અને મા તેવી દીકરી** બાપમાં જેવા ગુણ હોય તેવા ગુણ છોકરામાં આવે અને મામાં જેવા ગુણ હોય તેવા ગુણ દીકરીમાં આવે પણ માબાપની તેઓ માટે દરકાર હોય તોજ બાકી માબાપ દરકાર ન કરે અને રખડતાં મુકે તો કહેવત વખતે કોરાણે રહી જાય તેમાં નવાઇ જેવું નથી. કેમકે કોઇ પણ ચીજની સંભાળ લઇએ નાહતો પછી તે ખરાબજ થઇ જાય તો પછી છોકરાં જેવી ચીજને આપણે માબાપ થઇ સંભાળીએ નહિં તો પછી બગડે તેમાં નવાઇજ નથી માટે બીજા કામો કરતાં પોતાના છોકરાંને ઉત્તમગુણ ઉત્તમજ્ઞાન સંપાદન કરાવવામાં પેહેલેથીજ સારી રીતે લક્ષ આપવું એ માબાપનો મુખ્ય ધર્મ છે.

આ છોકરાંઓને પોતાના જેવા કરવા માટે તેઓના મનમાં હમેશ કાળજી રહેતી હતી અને તેઓ તેમને પોતાથી પણ હુશીઆર બનાવવા જેમ બને તેમ એકદમ ઉપાયો હાથ લેતા અને હમેશ તેજ પ્રમાણે વર્તતા હતા.

---

## પ્રકરણ ૮ મું.

---

### વેહેપાર વૃદ્ધી અને છોકરાંઓનાં લગ્ન.



#### દોહરો.

પ્રીત થકી પરણાવીયાં સર્વ બાળને સાથ
દેશ જવા પાછા ફર્યાં સર્વ મળી સગાથ

નોકરી કરતાં અને વેહેપાર કરતાં પુર્ણચંદ્રો અને મનોરને ઘણા દીવસ વિતિ ગયા પૈસા પણ પરમેશ્વરે તેમની સારી દાનતથી

સારા મેળવ્યા. અને આપ રળેલું ખાય બાપથી કરે સવાઇ તે કહેવત કરતાં પણ તેઓએ તો અધીક ધન્ય મેળવ્યું.

પુર્ણચંદ્રે વીસ વર્ષની પોતાની આ શિક્ષકની નોકરીમાંથી. લગભગ બે લાખ રૂપિઆ મેળવ્યા. અને વેહેપારમાંથી તમામ ખર્ચ બાદ કરતાં લગભગ એક કરોડ રૂપિઆ મેળવ્યા. અને દુકાન જેમની તેમ ચાલુજ રહેવા દીધી.

પુર્ણચંદ્રને વિચાર થયો કે આપણે આખી જીન્દગી આ શહેરમાં વ્યતીત કરી છે અને આ શહેરમાંથીજ સારા સારા પૈસા પેદા કર્યા છે અને પુત્ર વિગેરેની પ્રાપ્તી પણ આજ શહેરમાંથી થઇ છે. અને આ શહેરથીજ આપણને સંતોષ મળ્યો છે માટે અહિં પણ કાંઇ સારી નામના કરવીજ જોઇએ કેમકે કોઇ શું જાણશે કે આવા માણસો રાજ્યમાં હતાં અને આ પ્રમાણે પ્રમાણીકપણે ચાલી ઉત્તમ કાર્યો કરી ગયા છે. માટે અહીં પણ લોકહીતાર્થ માટે સારી સગવડ કરવી જોઇએ. નહિં તો રળેલું બધું મિથ્યાજ સમજવું કેમકે જો એમ ના કરીએતો પેલા ખર જેવી વાત થાય. ગધેડા ઉપર સાકરની ગુણ લાધો કે મરડીઆની તેને તો સરખીજ છે. એમ બને માટે તેવું ના કરવું પૈસા મેળવ્યા તેમાં શું થઇ ગયું હું એમ કેમ સમજુ કે મેં મ્હારા એકલાનાજ નસીબે પેદા કર્યું છે કોણ જાણે કોનાએ નસીબો આ પૈસામાં હશે માટે જે વાપર્યું તે ખરૂં વાવરેવધે સારા કામમાં વાપરીશ તો મને આથી પણ પ્રભુ વિશેષ પ્રાપ્ત કરાવશે મને વિશેશ પ્રાપ્ત કરવાની ઇચ્છા નથી હું જરા પણ લોભ રાખતો નથી પણ નિતિના માર્ગે ખરી રીતે જે પેદા કરાવશે એજ મ્હારે બસ છે. માટે અહીં પણ ઉત્તમ કાર્યો કર્યા પછીજ દેશમાં જવું તે સીવાયતો જવુંજ નહિ એમ ધારી પાંચ લાખ રૂપિઆ લોક હીતાર્થના કામમાં

કાઢ્યા અને લોક હીતાર્થ કામ ધમધોકાર શરૂ કરી દીધાં.

આ પ્રમાણે વિચાર પોતાના અંતઃકરણમાં લાવી મનોરને કહ્યું બાદ આ શહેરમાં પણ લોકહીતાર્થના કામ કરી જવાની મારા હૃદયમાં ઉકંઠા થઇ છે માટે તમારો શું વિચાર છે તે કહેશો ?

**મનોર**—ઓહો ! તે તો કરવાંજ મારા મનમાં પણ એજ વિચાર હતા પણ મ્હારાથી તમોને શી રીતે કહી શકાય હું પણ મનમાં એજ કલ્પના કરતો હતો કે આ શહેરમાં પણ જો કદાચ લોકહીતાર્થના કામ થાય તો ઘણું સારૂ

**પુર્ણચંદ્ર**—તો પછી કેવાં કેવાં કાર્યો કરવાં તે કહો.

**મનોર**—એક પેહેલી ધર્મશાળા બંધાવવી જેવી આપણા શહેરમાં બંધાવી છે તેવીજ બીજું એક દવાખાનું બંધાવવું જેવું આપણા શહેરમાં બંધાવ્યું છે તેવું એક ઢોરો માટે છાપરા સહીતનો વંડો અને તે સાથે એક હવાડો બંધાવવો અને એક હવાડો મોટા બજારની વચમાં બંધાવવો એક શહેરના તમામ લોકોના સુખાર્થે બાગ બનાવવો જેમાં ઉત્તમ ઉત્તમ ફુલો કેળ ડમરા અને લીંમડા વવડાવવા અને એક મ્હોટું માહાદેવનું દેવળ બંધાવવું જ્યાં બ્રાહ્મણો પુંજા પાઠ વિગેરે તે સ્થાનકમાં હમેશ કરી શકે. આ પ્રમાણે વ્યવસ્થા કરવા માહારૂ મન કહે છે પછી આપને જે યોગ્ય જણાય તે ખરૂં.

**પુર્ણચંદ્ર**—શું યોગ્ય જણાવવાનું હતું તમોએ જે કીધું તે સઘળું લોક હીતાર્થના બાપમાંજ આવે તેવું છે માટે તમોએ કહ્યું તે પ્રમાણે તમે કોઇ સદ્‌ગૃહસ્થને આ પાંચ લાખ રૂપિઆમાં સમાવેશ થાય તેમ ભલામણ કરજો અને સઘળા બીલો તમો આ રૂપિઆમાંથી ચુકવી આપજો. વળી એક બાત પાછી ભુલી ગયો.

**મનોર** – શું વાત છે કહો ખુસીથી કહો.

પુર્ણચંદ્ર—બીજાું તો કાંઇ નહિ પણ આ સઘળા કાર્યોમાં દર મહીને શું શું રકમ ધરમાદામાં આપવી તે મને જુદી જુદી બતાવો. ધર્મશાળામાં દરમાસે પાંચસો. દવાખાનામાં પાંચસો. દરમાસે ઢોરોના વંડા માટે દરમાસે પાંચસો. અને જાનવરના હવાડા માટે પાણી પુરૂં કરવા એક કોસ અને એક કુવા માટે કુવામાંથી પાણી કાઢી હવાડામાં પુરૂં કરવા સારૂ સો રૂપિઆ દરમાસે આપવા અને બાગની રખેવાળી સારૂ દરમાસે બત્તી પગાર વિગેરે માટે ચારસો રૂપિઆ, એમ મળી બે હજાર રૂપિઆ દર માસે રોકીશું તો મારા ધારવા પ્રમાણે બસ થશે. પછી ઓછાવત્તા આપવાને આપની મરજી ઉપર છે.

આ પ્રમાણે કહ્યું એટલે પુર્ણચંદ્ર વિચાર કરવા લાગ્યો કે મનોરભાઇનું કહેવું ખરૂં છે એટલા રૂપિઆતો દરમાસે આપવાજ જોઇએ એમ ધારી જેટલા રૂપિઆ દરમાસે આપવા નક્કી કરી તમામ મકાનો જગ્યા ખરીદી તાબડતોબ કડીઆ સુતાર રાખી બંધાવવા માંડવાં.

માત્ર એક વર્ષમાં આ તમામ મકાનો વિગેરે કહેવા પ્રમાણે તૈયાર બનાવી દીધાં પછી જે દીવસે રાજાનો જન્મ દીવસ હતો તે દીવસથી એટલે આસો સુદી ૧ ના રોજથી તે સાર્વજનીક જગ્યાઓનો ઉપયોગ કરવો શરૂ કર્યો.

આખા શહેરમાં પુર્ણચંદ્ર અને મનોર માટે સારી અફવા ચાલવા લાગી અને લોકો માંહોમાંહે કહેવા લાગ્યા કે પરદેશી છે છતાં પારકાના શહેરમાં અઢળક ધન્ય ખરચી કેવા ઉપકારના કાર્યો કર્યાં છે ધન્ય છે તેમની માતપીતાને કે આવા સુપુત્રોને તેમણે જન્મ આપ્યો પ્રભુ પુત્રો પેદા થાઓ તો દરેકને આવાજ પુત્રો પ્રાપ્ત થજો કે દુન્યાનું તેમજ પોતાનું શ્રેય કરતાંજ શીખે.

આ પ્રમાણે લોકો પોતપોતાના મન પ્રમાણે બોલતા અને તેમને હૃદયથી જાદે માન આપતા.

આ કાર્યો એવાં કર્યાં હતાં કે મર્યાદા પુર્વકજ કર્યાં હતાં રાજાએ જે કાર્યો કર્યાં હતાં તેનાથી દરેક કાર્ય ઉતરતા દરજ્જામાંજ કર્યાં હતાં કેમકે તેઓ સારી રીતે જાણતા હતા કે માહારાજાના કાર્ય કરતાં વિશેશ સારાં કાર્ય કરીશું તો અમો મુર્ખાઈમાં ખપીશું કેમકે તેમના કરતાં અમો હલકા દરજાના તેમ ઓછા પૈસાવાળા હતા તેથી ચોક્કસ વિચાર કરીનેજ આ કાર્યો તેમણે કર્યાં હતાં તેથી માહારાજા પણ તેમના ઉપર આ કાર્યો જોઈ અત્યંત ખુશી થયા હતા. વળી રાજાનું માન જાળવીને આ કાર્યો કરવામાં આવ્યાં હતાં તેથી તેમને લોકોના ઉપર હૃદયથી જાદે પ્રેમ ઉપજતો.

આ કાર્યો પુરાં થઈ રહ્યાં અને જયપરાશના કામમાં સર્વ આવી ગયું અને છોકરાઓ વીસ વરસના થયા એટલે તેઓને પરણાવવાં જોઈએ એમ વિચાર ધારી પોતે માહારાજા પાસે રજા માગી અને વળી પોતે જૈફ અવસ્થા સુધી પોહોંચી જવા આવ્યા હતા તેથી તેઓએ હવે નોકરી ન કરવી તેમ પોતાના હૃદયમાં ધારી માહારાજા પાસે બંને જણ ગયા.

પુર્ણચંદ્ર—માહારાજ આપના આશરા હેઠળ રહી અમો ઘણા સુખી થયા છીએ. હવે અમને કોઈપણ બાબતની આપેક્ષા રહી નથી. અને હમે હાલ લગભગ પચાસ પચાસ વર્ષની ઉમરના થયેલા છીએ તેથી હવે અમારી નોકરી કરવા માટે મરજી નથી. તો અમોને અમારે દેશ જવા આજ્ઞા આપશો કેમકે આ ત્રણે છોકરાં હવે પરણાવવા લાયક થયાં છે તો હવે દેશમાં જઈ તેઓને માટે લાયક પાત્રો શોધી તેમને પરણાવવાં જોઈએ માટે અમો હવે અમારે દેશ જવા ઇચ્છીએ છીએ

તો અમારી નોકરીનું કામ બીજા કોઈ સખસને સોંપી અમોને આપ દર્બારેર વિદાયગીરી આપશો. અમોએ આપનું જ્યાં સુધી અન્ન અમારા નસીબમાં લખ્યું હતું ત્યાં સુધી માટે ખાધું હવે તો અમને રજા આપો તો મ્હોટી કૃપા થાય.

આવાં આ બનેનાં વાક્યો સાંભળી માહારાજા ચંદ્રજ્યોત અતિ આનંદ પામવા લાગ્યા અને બોલ્યા.

બાહાદુર વિરો તમો જો અહીં એક પાંચ વરસ વિશેશ રહી વીદાયગીરી માગો તો ઘણું સારૂ કેમકે. પાંચ વરસ સુધીમાં જોઈતા બંદોબસ્ત કરી શકાશે. અને મારી રૈયત જેવો છે તેવો ને તેવો વ્યાજબી ન્યાય મેળવતીજ રહેશે પછી જો તમારી મરજી હાલજ જવાની હશે તો અમારાથી કાંઈ ના કહેવાય તેમ નથી. કેમકે તમોએ મ્હારૂ કામ સંતોષકારક બજાવ્યું છે. અરે તમારી અક્કલથી તમોને તેથી પણ અધિક મ્હારૂ કામ બજાવ્યું છે તે માહારાથી તમોને તમારી મરજી વિરૂદ્ધ થઈ ના તો નહિજ કહી શકાય પરંતુ માહારા કહેવા પ્રમાણે કરી જાઓ તો ઘણું સારૂ.

આ પ્રમાણે કહ્યું એટલે પુર્ણચંદ્ર વિચાર કરી બોલ્યો. હજુર અમો તેમ કરવાને નાખુશી નથી. પરંતુ આ છોકરાઓને હવે અમારે અમારી બાપદાદાની આબરૂ પ્રમાણે વખતસર વળાવવાં જોઈએ કેમકે છોકરાને તો બે વર્ષ પછી પરણાવીએ તો પણ ચાલે પણ આ છોકરીને તો હાલ ને હાલ પરણાવવી જોઈએ કેમકે તેને સોળ વર્ષ થયાં છે એટલે હવે એક પણ દીવસ વધારે રોકાઈ શકાય તેમ નથી. જો વિશેશ રોકાઈએતો આબરૂના કાંકરા થઈ જાય અને દુન્યા ધીટકાર આપે આપ તો સમજુ છો એટલે વિશેશમાં હું કાંઈ કહી શકતો નથી પણ આપ પોતેજ સમજુ અને શાણા છો દુન્યાના રીત રીવાજ

પુરી રીતે જાણો છો આપનાથી કાંઇ અજાણ્યું નથી માટે આપ વિચાર કરી જુઓ પછી અમને રહેવા માટે ખુસીથી કહો.

આ પ્રમાણે પુર્ણચંદ્રે કહ્યું એટલે રાજા વિચાર કરવા લાગ્યો કે તેઓનું કહેવું યથાર્થ ખરૂંજ છે કેમકે છોકરીને વધારે દીવસ ઘરમાં રખાય નહીં અરે કદાચ જમાઇ લાયક ન મળતો હોય તો કોઇ ગરીબને પણ તુરતાતુરત દઇ દેવી જોઇએ. માટે તેમને રહેવા માટે કહેવું એ અઘટીત છે એમ ધારી માહારાજા બોલ્યા.

પુર્ણચંદ્ર મનોહર ખુસીથી હાલ તમારે દેશ જાઓ અને આનંદ ભેર લગ્ન કરો પણ આ લગ્ન થઇ રહ્યા પછી તમો અહીં પાછા તમારા કામ પરથી આવવા વચન આપો.

પુર્ણચંદ્ર—માહારાજ અમો દેશ ગયા એટલે તો પછી આવી રહ્યા કેમકે અમારે નીકળે લગભગ વીસ વર્ષ વીતિ ગયાં છે તે દરમીઆનમાં અમો કોઇ દેશમાં ગયા નથી માટે એ માટે તો ક્ષમા આપશો વળી કોઇ કોઇ વખત અમે આપની હજુર મળવાને જરૂર આવીશું આપની સાથે અમારે આટલો નાતો બંધાયા છે તો આગળ આપને શા વાસ્તે નહિ મળીએ જરૂર મળીશું અવસ્ય અમો વર્ષમાં એક બે વખત તો આપના દર્શનનો લાભ લેવા ચુકીશુંજ નહિ.

માહારાજા પણ વૃદ્ધ અવસ્થાએ એટલે સીત્તેર વર્ષ સુધી આવી પોહોંચ્યા હતા. તે વાત માહારાજા ધ્યાનમાં લાવી કહેવા લાગ્યા માહાવીરો તમો જો કદાચ તમારા બચ્ચાઓને પરણાવી અહીં આવી આ કુંવરને રાજ રીતી સમજાવી માહેતગાર કરશો તો રૈયતનો તમારા ઉપર મ્હોટો ઉપકાર થશે અને રૈયત તમારા યશોગાન ગાશે માટે તમારી મરજીમાં આવે તે ખરૂં હું તમોને વધારે કહી શકતો નથી.

આ પ્રમાણે આ વૃદ્ધ પિતાશ્રી જેવા પવિત્ર માહારાજાના વચનો સાંભળી પુર્ણચંદ્રને મનમાં એમ આવ્યું કે ઘેર જઇ આવી એક વખત કુંવરને ગાદી ઉપર બેસાડી તેમને રાજરિતિના નિતિ નિયમો સમજાવી તેમનું મન સંતોષતો એક વખત આવી કરીજ જવું એમ ધારી પુર્ણચંદ્ર હર્ષભેર બોલ્યો.

પિતા તુલ્ય માહારાજાધીરાજ અમો ઘેર જઇ એક વખત છોકરાઓને પરણાવી આવીએ છીએ પછી અમો અહીં આવી આપના પાટવી કુંવરને રાજનિતિ સમજાવી ગાદીએ બેસાડવાનું કાર્ય આવી જરૂર કરી જઇશું અને આપની મુરાદ પરમાત્માની કૃપાથી જરૂર હાંસલ કરીશું પિતાજી નિચિન્ત રહેજો એ બાબતની કાળજી અમને છે. આપ બીલકુલ ગભરાશો નહીં અને આનંદમાંજ સદાકાળ રહેજો.

આ પ્રમાણે કહ્યું એટલે માહારાજાએ તેમને ઘેર જઇ અહીં આવી બંદોબસ્ત કરી જવા કબુલ કર્યું અને તેમને સરપાવ સાથે વિદાયગીરી આપવી એમ મનમાં નિશ્ચય કર્યો. અને બોલ્યા.

ભાઇઓ તમો ખુસીથી જજો અને જતાં પેહેલાં મને મળજો કેમકે મ્હારે તમોને આટલા વર્ષની નોકરીના બદલામાં કાંઇ શરપાવ આપવા ઉમેદ છે.

**પુર્ણચંદ્ર** અને **મનોર**—વારૂ પીતાજી ઘણી ખુસીથી એમ કહી પ્રણામ કરી બંને જણ પોતાના બંગાલા તરફ ઘેર જવાની તૈયારીઓ કરવા રવાના થયાં.

આ પ્રમાણે લલિતાએ અને મણીગવરીએ પણ પોતાના પતિઓની સાથે દેશમાં જવા સારૂ રાણી સાહેબની પાસે માગણી માગી ત્યારે રાણી સાહેબ પણ તેમને રાજાની માફકજ કહી જવા માટે આજ્ઞા આપી.

આજ્ઞા આપી એટલે તેઓ પણ પોતાને બંગલે તુરત આવી

પોહોંચ્યા. અને પોતાના સ્વામીએ જે આજ્ઞા કરી તે પ્રમાણે સર્વ વસ્તુઓ નોકરો પાસે પેક કરાવવા માંડી.

પુર્ણચંદ્રે પોતાની દુકાનના મુનીમને પોતાની દુકાન સારી રીતે ચલાવવા ભલામણ કરી અને તેના પગારમાં દર મહીને પચીસનો વધારો કરી આપ્યો અને બીજા નોકરોને કોઇને બે કોઇને ચાર અને છેવટે કોઇને પાંચ એમ વધારો કરી આપી તેઓની પણ આશીશ મેળવી અને મુનીમ પ્રત્યે બોલ્યો મુનમજી જુઓ અમો હવે દેશમાં જઇએ છીએ તમામ વહીવટ તમો રાખજો નામુંઠામું ઉઘરાણી પાઘરાણી વિગેરેનો બરોબર બંદોબસ્ત રાખજો અને જાણે તમારા પોતાનીજ દુકાન છે તેમ માની શુદ્ધ દાનતથી વેહેપાર ચલાવજો અમો અહીં આવીશું ત્યારે તમોને અને કેવો લાભ આપવો તે પછી કરી આપીશું હાલમાં તમોને દરમાસે પગાર મળે છે તે ઉપરાંત રૂપિઆ પચીસ વધારે લેવા કહું છું અને બીજા નોકરો માટે મેં જે પ્રમાણે તમને સુચવ્યું છે તે પ્રમાણે વ્યવસ્થા કરજો અને તેમને તે પ્રમાણે પગાર દરમહીને આપજો અને દુકાન ચાલે છે એથી પણ વિશેષ સારી રીતે ચલાવશો. હું જોઉં છું કે તમો માહારા ગયા પછી કેવી રીતે ચલાવો છો અને તમારામાં કેવી ચાલાકી છે તે મારા જઇ આવ્યા પછી જોવાશે.

આ પ્રમાણે કહ્યું એટલે મુનીમે કહ્યું આપ ફીકર રાખશો નહિ મને આપને બીલકુલ કહેવું નહીં પડે હું કાંઇ પૈસાનો લાલચુ નથી. હું તો મારી નોકરી સારી રીતે નેકસર બજાવવી એજ સારૂ સમજુ છું માટે ફીકર ચિન્તા તજી દેજો અને સુખથી નિર્ભય થઇ રહેજો. આ પ્રમાણે મુનીમે કહ્યું એટલે તેના ઉપર વિશ્વાસ લાવી પુર્ણચંદ્ર તુરત બંગલે આવ્યો એટલે મનોર અને લલિતા સામાન તૈયાર કરાવી

રહ્યાં હતાં. બાકીનો ઘરવાખરાનો તમામ સામાન મુનીમને તેમજ બીજા ગુમાસ્તાઓને સોંપવામાં આવ્યો હતો ને તેમને બક્ષીસ કરવામાં આવ્યો હતો.

ઘેર વિદાય થતી વખતે મનોર પાસે પોતાનું ખર્ચ બાદ કરતાં લગભગ. માત્ર લાખ દોઢલાખજ રૂપિઆ બચી રહ્યા હતા. અને પુર્ણચંદ્ર પાસે પગારના બે લાખ અઢી લાખ રૂપિઆ થયા હતા અને દુકાનના નફાના અત્યાર સુધીનું ખર્ચ વિગેરે બાદ કરતાં કરોડ દોઢ કરોડ રૂપિઆ રહ્યા હતા. તે સઘળાની રાજમાંથી મ્હોરો લીધી અને તીજોરીઓમાં પેક કરાવી પુર્ણચંદ્ર **મનોર લલિતા મણી-ગવરી કુન્દનકુમાર સુમતી** અને **સત્યલક્ષ્મી** અને દસ સીપાઇઓ હથીઆર અને ઘોડા સહીત તૈયાર થઇ ગયા. પછી પુર્ણચંદ્ર અને મનોર માહારાજા પાસે ગયા.

માહારાજાએ સંકેત પ્રમાણે તેમને માટે અને તેમના સર્વ મનુષ્યો માટે જે શીરપાવ તૈયાર કર્યો હતો તે નોકર પાસે મંગાવ્યો. દરેક માટે રાજ્યમાં શોભે તેવો ભરગચ્છીનો અને ઠેકાણે ઠેકાણે ખરા મોતીના લુમખાંવાળો પોશાક પુર્ણચંદ્ર અને મનોરને આપ્યો. પછી માહારાજાએ સર્વને તે શરપાવ પેહેરી ઘર તરફ જવા આજ્ઞા કરી એટલે પુર્ણચંદ્ર બંને સ્ત્રીઓને તેમજ ત્રણે છોકરાંને દરબારના મેહેલમાં બોલાવ્યાં અને સર્વ જણે આ કીમતી પોશાક પોતાના અંગ ઉપર ધારણ કરી દીધો અને તે ઉપરાંત રાજાએ તેમની સાથે એકસોને એક ઘોડેસ્વાર મોકલ્યા અને તેમનું હંમેશનું ખર્ચ અને પગાર સદાને માટે રાજ્ય તરફથીજ આપવા ફરમાવ્યું અને પુર્ણચંદ્ર તથા મનોરને દર મહીને પેનસીન તરીકે પાંચસો પાંચસો રૂપિઆ આપવા હુકમ કર્યો એટલે સાતે માણસો રાજાને નમસ્કાર કરી તેમની આશીષ મેળવી. રાજાના વાહનોમાં બેસી પોતાને દેશ રવાના થયાં.

રસ્તે જતાં મનોરના મનમાં એમ થયું કે મેં પણ વીસ વર્ષ નોકરી કરી તો મને માત્ર લાખ દોઢ લાખનીજ આવક થઇ અને પુર્ણચંદ્રને લગભગ બધું મળીને ત્રણ કરોડ રૂપિઆની પેદાસ થઇ છતાં તેમને દુકાનમાંથી કાંઇ પણ નહિં આપે? મેં પણ દુકાન કાઢવા તેમને વાત કરી હતી તો મને તેમણે દુકાન કાઢવા દીધી નહીં. નહિ તો હું પણ તેની માફક કાંઇ નહિંને કાંઇ તો મેળવી શકતજ. કોણ જાણે સાગે વિચારથી તેણે મને દુકાન કરવા ના કહી હશે કોણ જાણે તેનું શુંએ કારણ હશે. હસે અહીં નથી આપ્યા તો ઘેર જઇ આપશે. વળી વીચાર થતો કે અહી નહિં આપ્યા તો ઘેર જઇ વળી શું આપશે આપવા હોય તો અહીંજ ન આપી દે કે ઘેર આપવાનું રાખે પણ તેવો છે નહિં આપશે તો ખરોજ કેમકે તેનો પેહેલથીજ મ્હારા ઉપર કૃપા છે એટલે તે આપ્યા વિના તો નહિજ રહે. કેમકે તે માહારામાં અને તેનામાં કાંઇ વિરોધ ગણતોજ નથી. એટલે વળી મને તેના ઉપર કાંઇ આપશે એમ આશા બંધાય છે.

આ પ્રમાણે ગાડીમાં બેઠો બેઠો પોતાના મનમાં તર્ક વિતર્ક કરતો હતો તે ઉપરથી પુર્ણચંદ્ર ખાસ સમજી ગયો કે ભાઇનું મ્હો ઉતરી ગયું છે તેનું કારણ માત્ર મેં દુકાનમાંથી ભાગ નથી આપ્યો તેજ હોવું જોઇએ એમ ધારી તેની ઉદાસી મટાડવા ખાતર તેને પુર્ણચંદ્રે રસ્તામાંજ કહ્યું કે મનોરભાઇ આ બધું આપણે જે પેદા કર્યું છે. તે આપણે સરખે ભાગેજ લેઇશું અને દુકાન ચાલે છે તેમાં હજી પણ તમારો ભાગ કાયમજ રાખીશ અને તે પેદાસ આવશે તેમાંથી પણ તમને અડધોઅડધ આપીશ ભાઇ ચિન્તા કરશો નહિ મેં તમોને ભાઇ ગણ્યા તો પછી વ્હેરો આંતરો ગણવો એ તો મુર્ખનું કામ છે આ પ્રમાણે કહ્યું એટલે મનોર બોલ્યો ભાઇ તમો ગૃહસ્થ છો ને

તમોનેજ પૈસો શોભે માટે તમોને પ્રભુએ તમારી આબરૂ અને ગૃહસ્થાઈ પ્રમાણે તમને મેળવ્યું છે મને માહારી આબરૂ અને ઇજ્જત પ્રમાણે મેળવ્યું છે સર્વને ઇશ્વર સર્વના લાયકજ મેળવે છે એમાં કાંઇ ચિન્તા કરવાનું કારણ નથી તમને મળ્યું એ તમારૂં છે અને મને મળ્યું તે માહારૂં છે. ( એમ સારૂ લગાડવા બોલ્યો ).

પુર્ણચંદ્ર—એમ તે હોય મારા મિત્ર એતો બધુંએ સરખે હીસેજ હોય માટે જરાપણ મનમાં અંદેશો રાખશો નહિ ઘેર જઇ તમામ વ્યવસ્થા કરીશું.

આ પ્રમાણે કહ્યું એટલે મનોરના ચેહેરામાં એકદમ ફેરફાર પડી ગયો અને ત્યારથી હસી ખુસીથી વાતો કરવા લાગ્યો.

આવી રીતે વાતો કરતાં કરતાં રસ્તામાં આનંદ પામતાં પામતાં રસ્તો કપાવા લાગ્યો અને સાંજ પડતાં પડતાં તો શહેરના દરવાજા સુધી આવી પોહોંચ્યા.

દરવાજા નજીક આવી પોતાના બાગમાં પોતાના બંગલામાં પેહેલો મુકામ કર્યો, અને ઘેર માણસો સાથે કહાવી મોકલ્યું એટલે શહેરમાં લોક એમ કહેવા લાગ્યા કે પુર્ણચંદ્ર અને મનોર બાઇ ઘણે દાહાડે શહેરમાં ધામધુમ સાથે આવી પોહોંચ્યા છે.

આ પ્રમાણે આખા શહેરમાં વાત ફેલાવવા લાગી. ઘણે દાહાડે આવેલા જાણી તેમના મિત્રો તથા સગાંવાહાલા તેમને મળવા આવતા હતા લોકના મનને તો એમજ હતું કે તેઓ જાણે નવી જીન્દગીએ આવ્યા છે એમ જાણી ઘણા ઘણા લોકો તેમને મળવા આવતા અને મલી મલીને ઘર તરફ પાછા વિદાય થઇ જતા.

રાત્રી પડી એટલે પુર્ણચંદ્રે તીજોરીઓ ખોલી બંને જણે સરખે હીસ્સે સરવે મીલકત વેહેંચી લીધી. અને રાજાનો આપેલો

સીરપાવ જે જેને મલ્યો હતો તે તેણે પોતે રાખ્યો આ સીરપાવ લગભગ એક એક દસદસ હજાર રૂપીઆથી કમતી નહોતો.

આ પછી આ લોકો બંને સાથેજ આ બંગલામાં હમેશ સુવા લાગ્યા. તેમના માબાપોને ખબર પડી એટલે તેઓ તેમની પાસે આવ્યાં અને તેમને ઘેર લઇ જવા વાસ્તે ઘણો આગ્રહ કરવામાં આવ્યો પરંતુ બંને જણાએ આજ બંગલામાં રહેવા જણાવ્યું. અને પેદા કરી લાવેલી મીલકતમાંથી જુજબાજ પાસે રાખી બાકીનું બંને જણાએએ પોતાના માબાપને આપી દીધું આથી તેમના માબાપ તેમની ઉપર હદથી જાદે પ્યાર રાખવા લાગ્યા. અને આટલી મોટી ભારે રકમ જોઇ વિસ્મય પામવા લાગ્યા. અને વખાણ કરવા લાગ્યા કે ધન્ય છે તમારી દ્રઢ પ્રતિજ્ઞાને કે તમે તમારો બોલ પાળી બાપની આબરૂ સર્વથી શ્રેષ્ટ બનાવી વિગેરે વિગેરે ઘણા ઘણા વખાણો કરવા લાગ્યા

પુર્ણચંદ્રને આ છોકરાંઓના લગ્ન કર્યા પછી ચંદ્રજ્યોત માહારાજાને ત્યાં જઇ તેમના પાટવી કુવરને લાયક બોધ આપી ગાદી ઉપર બેસાડવાનું વચન આપી આવ્યા હતા તેથી તેઓ તાકીદે આ ત્રણે છોકરાના વિવાહ કરવા માટે એક નોકર પાસે ગોરને બોલાવવા મોકલ્યો થોડીકજ વારમાં એક નોકર ગોરને તેડી તેમની પાસે આવ્યો

ગોરે પણ શેઠ વિશેશ નાણું કમાઇ આવ્યા છે અને મને કાંઇ દક્ષીણા આપશે એમ ધારી શુભ સમાચાર પુછતા પુર્ણચંદ્ર પાસે આવી ઉભા રહ્યા.

પુર્ણચંદ્રે ગોરને નમસ્કાર કરી આસન આપી બેસાડ્યા પછી આ ત્રણે છોકરાના વિવાહ માટે વાત કરી તો ગોરે તેમની ન્યાતમાં જે વર કન્યાઓ હતી તેમના નામ દીધાં એટલે પુર્ણચંદ્રે અમુક અમુક

મુરતીઆને અને અમુક અમુક કન્યાને પોતાના બંગલે બોલાવવા જણાવ્યું એટલે ગોર દક્ષીણાની લાલચમાં તાબડ તોબ સઘળાને બોલાવી તેમની પાસે આવ્યો.

સર્વ મુરતીઆ તપાસ્યા તેમાં છોકરી **સત્યલક્ષ્મી** માટે **પ્રેમશંકર**નો છોકરો પ્રસન્ન કર્યો તે છોકરાનું નામ **ચંપકરાય** હતું આ કુટુંબપણ પુર્ણચંદ્રના કુટુંબની બરોબરી કરી શકે તેવું હતું પરંતુ પૈસામાં જરા ઉતરતું હતું પરંતુ છોકરો આ છોકરીને લાયક ભણેલો ગણેલો હુંશીઆર હતો તેથી પુર્ણચંદ્રે પોતાની છોકરીનો વિવાહ તેની સાથે કરી તે છોકરાના હાથમાં તેજ વખતે નારીએળ અને રૂપિઓ આપ્યો.

પછી પોતાના દીકરા **સુમતી** ના વીવાહ તેમની ગ્નાતીના ગરીબ તેમજ ઉચા કુળના **રમણીકપ્રસાદ**ની પુત્રી **રત્નલક્ષ્મી** સાથે કર્યા આ છોકરી પણ ઉચી કેળવણી પામેલી તેમજ પુર્ણચંદ્રનું કુળ દીપાવે તેવી હતી તેથી તેમનું નાળીએર અને રૂપિઓ સ્વીકારી તેના વીવાહ તેની સાથે જોડી દીધા.

ત્યાર પછી મનોરના દીકરા **કુન્દનકુમાર**ના વીવાહ આવેલી છોકરીઓ પૈકીમાંથી. એક કુળવાન ઘરના **સુમતચંદ્ર**ની પુત્રી **હીરા-લક્ષ્મી** સાથે કર્યા આ કુટુંબપણુ તેમની ગ્નાતીમાં સાલસ તેમજ સદગુણ ભરેલું હતું તેથી આજ છોકરીને પ્રસન્ન કરી કુન્દનકુમારના વીવાહ હીરાલક્ષ્મી સાથે કર્યા, અને તેમનું નાળીએર તથા રૂપિઓ આનંદ સાથે સ્વીકાર્યો.

ચંપકરાય વીસ વર્ષની ઉમરનો મેટ્રીક સુધી ભણેલો તેમજ ચાલાક છોકરો હતો તે ખરેખર પરમેશ્વરે સત્યલક્ષ્મી સાથે વરાવવા માટેજ તેને ઇશ્વરે આ દુન્યામાં જન્મ આપ્યો હશે એમના નીખાલસ ચેહરા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું.

રત્નલક્ષ્મી પણ ખરેખર રત્નલક્ષ્મીજ હતી ને ખરેખર સુમતીનેજ લાયક હતી તેની ઉમર લગભગ પંદરએક વર્ષની હતી તે પણ ભણેલી ગણેલી ચાલાક તેમજ પવિત્ર દીલની સાક્ષાત લક્ષ્મી રૂપ દેખાતી હતી.

**હીરાલક્ષ્મી** પણ તેવીજ ચાલાક તેમજ ચતુર ડાહી અને અત્યંત ગુણવંતિ હતી. તેની ઉમર લગભગ આઠ વર્ષની હતી. આ કુટુંબ તેમની જ્ઞાતીમાં અત્યંત ઉંચુ ગણાતું હતું અને માણસો પણ સ્વભાવે બહુ સુવાળાં હતાં તેથી **કુન્દનકુમાર** માટે લાયક આ છોકરી આજ પ્રસન્ન કરવામાં આવી હતી.

આ પ્રમાણે સામસામી વેહેવાઇઓને કોલકરાર નક્કી થઇ ગયા અને એકમેકના નાળીએર સ્વીકારવામાં આવ્યા એટલે લગન પણ તાબડતોબ વૈશાખ સુદ ૩ ના તમામ છોકરાઓના લેવડાવવામાં આવ્યા. અને બાગમાંજ ચોરીઓ બાંધી તમામ છોકરાંઓને ત્યાંજ પરણાવવાનું નક્કી કરી તમામ વેહેવાઇઓને પાન મુખવાસ આપી વિદાય કરવામાં આવ્યા.

અખાત્રીજનો દીવસ આવ્યો, એટલે વીધીપુર્વક ધામધુમ સહીત તમામ છોકરાંઓને પરણાવવામાં આવ્યાં હતાં.

આ છોકરાંઓને પરણાવતાં પુર્ણચંદ્રને લગભગ દસ હજારથી પણ વિશેશ ખર્ચ આવ્યું હતું સાથે છોકરીનું લગન હતું તથી ત્યાં જાનૈઆઓને ઉતરવાને અને રીવાજ મુજબ તાયફા નચાવવાને એક સુન્દર પાકો માંડવો બંધાવવામાં આવ્યો હતો. આ અખાત્રીજનો દીવસ તો જાણે આ બાગનો દેખાવ જાણે એ કાંઇ ઇંદ્રના ઇંદ્રાસન જેવો જોવામાં આવતો હતો. આ લગ્ન પ્રસગે દારૂખાનું પણ વિશેશ છોડવામાં આવ્યું હતું. આ લગ્નોથી તેમની આખી નાત એમજ સમજી ગઇ કે પુર્ણચંદ્રે મત્ય પૈસો ખરચી આ લગ્નો કર્યાં છે એવી!

રીતે તેમને ગ્નાતીના તમામ લોકો તેમના અત્યંત વખાંણ કરવા લાગ્યા. આ લગ્નોમાં ગોરને પણ તેમણે સારા પૈસા આપ્યા હતા કેમકે સઘળુ કામ કરનાર અને આગેવાનીમાં ભાગ લેનાર માત્ર ગોરજ હતા તેમની મેહેનત આ લગ્નોમાં હદથી જાદે હતી તેથી ગોર ખુસી થયા તેવી દક્ષીણા પુર્ણચંદ્રે ગોરને આપી ખુસી કર્યા હતા.

આ લગ્નો થઇ રહ્યા પછી પુર્ણચંદ્ર અને મનોર બંને જણ ઘરના તમામ માણસોને ઘેર આગળજ મુકી દસ સ્વારો સાથે લગભગ એક માસ પછી ચદ્રજ્યોત રાજા પાસે ગયા છુટા છડા હતા તેથી. બંને જણ ઘોડા ઉપરજ બેસી રવાના થયા હતા. તેથી તાબડતોબ સાંજ પડતાં પડતાં પેહેલાં શાન્તીપુર જઇ પોહોંચ્યા. રાજાએ તેમને આવેલા જોયા એટલે તેમના હર્ષનો પાર રહ્યો નહિ અને તેમને જોઇ અતિ આનંદ પામવા લાગ્યા.

માહારાજાએ તેમના સર્વના સુભ સમાચાર પુછ્યા તેમ લગ્ન વિષે પણ તમામ હકીકત પુછી રાજા માહા આનંદ માનવા લાગ્યા. આ લગ્નો કરી આવવામાં તેમને છ માસ પોતાના શહેરમાં ખોટી થવું પડયું હતું. તેઓને આવતાં વાર લાગી તેથી. માહારાજા ઘણાજ ફીકરમાં હતા. પણ જ્યારે તેમને આવેલા જોયા એટલે તેમને હ્રદયમાં હર્ષ હર્ષ અંતઃકરણમાં થવા લાગ્યો.

બંને જણે આવી કુંવરને ગાદીએ બેસાડવા માટે માહારાજાને પુછી તેમની સંમતી લીધી પછી સર્વ સાહીત્યોને તૈયાર કરવા સારૂ નોકરોને તુરત હુકમ આપી દેવામાં આવ્યો હતો અને શાહેરમાં ઘેર ઘેર રૂસનાઇ કરવાને ઢંઢેરો પીટાવ્યો, અને રાજ્ય તરફથી પણ આખા શાહેરને સારી રીતે શણગારવામાં આવ્યું હતું. એક તરફ શાહેરને શણગારવા માટે માણસોને હુકમ આપવામાં આવ્યો અને પુર્ણચંદ્ર

તથા મનોર પાટવી કુંવરને રાજ્યનિતિના બોધ સારી રીતે આપવા લાગ્યા તેમજ તેમને કવાયત વિગેરે રાજ્યના તમામ રીવાજોથી સારી રીતે માહારાજાના પાટવી કુંવરને સમજાવવામાં આવ્યું. લગભગ એક માસ સુધી તેમને રાજ્યના તમામ લક્ષણો શીખવવામાં આવ્યાં હતાં કુંવર પણ એક માસમાં તો એવા પેક થઇ ગયા કે તેમની આગળ ભલા ભલા મ્હોટા રાજાઓ પણ બીલકુલ ફાવી શકે નહિ એવું તેમને ચોકસ લાગ્યું એટલે માહારાજાને આ બંને જણાએ કુંવર પેક થઇ ગયા છે એમ જાહેર કર્યું માહારાજાએ ચોખ્ખો દીવસ જોવડાવા કુંવરને કયે દીવસે ગાદીએ બેસાડવો તે નક્કી કર્યું.

જ્યારે ગાદીએ બેસાડવાનો દીવસ નજીક આવ્યો એટલે માહારાજાએ મ્હોટા મ્હોટા વિદ્વાન જોશીઓને બોલાવી કુંવરને વિધિપુર્વક ગાદીએ અમુક દીવસે બેસાડવા છે તેથી સવારના આઠ વાગ્યાની અંદર રાજ્ય મેહેલમાં દાખલ થવા કૃપા કરવી આવો હુકમ માહારાજાનો જોશીઓએ સાંભળ્યો એટલે જોશીઓએ તે ટાઇમે ત્યાં આવવા કબુલ કર્યું અને દક્ષીણા લેઇ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

જ્યારે શ્રાવણ સુદી ૧ નો સુભ દીવસ આવ્યો એટલે તમામ નાનાં નાનાં રાજા રજવાડાઓ તેમજ તમામ શહેરના પ્રતિષ્ઠીત ગૃહસ્થોને આમંત્રણ કરેલું હોવાથી રાજમેહેલમાં ટાઇમસર આવી પોતપોતાની જગ્યાએ આવી બીરાજી ગયા. જોશીઓ પણ વખતસર ત્યાં આવી હાજર થયા હતા તેમજ તમામ શહેરના માણસો મેહેલની આસપાસ કોટ માફક વળી જઇ આ બનાવ જોવા સારૂ ઉભા રહેલા હતા. ઠેરઠેર રાજ્ય તરફથી પેરહારો ગોઠવી દેવામાં આવ્યા હતા. તેમજ ઠેર ઠેર વાવટા તોરણો વિગેરે સારી રીતે શણુગારવામાં આવ્યું હતું જ્યાં જ્યાં જોઇએ ત્યાં ત્યાં રંગીઆમણા દરવાજા પણ બાંધવામાં આવ્યા હતા.

આ ગાદીએ બેસાડવાના ખર્ચમાં ચંદ્રજ્યોત માહારાજાને લગભગ બેચાર લાખ રૂપિઆ ખર્ચ કરવો પડયો હતો. અને સારી ધામધુમ કરવામાં આવી હતી.

સર્વ સભા ઠઠ ભરાઇ ગયા પછી જોશીઓએ મુકરર કરેલા વખતે ચઢતા પોહોરે આ નવા થનાર માહારાજાને ગાદીએ બેસાડયા અને તેમના પિતાજી ચંદ્રજ્યોતે તેમના શિર ઉપર મુગટ ધાર ધારણ કર્યો અને ત્યારથી **સત્યસેન માહારાજાની** દવાઇ ફેરવી તમામ સભામાં જેને જે શીરપાવ આપવાનો હતો તેને તે શીરપાવ નવા થનાર માહારાજાના હાથથી વેહેંચવામાં આવ્યો અને તે પછી આખા શાહેરમાં સાકર વેહેંચવામાં આવી—અને તે સાથે આખા શાહેરમાં તેમના નામનો ઢંઢેરો પણ ફેરવવામાં આવ્યો હતો.

તે દીવસે રાત્રી પડી એટલે આખા શાહેરમાં ઘણી ઉમદા રૂશનાઇ હેરઠેર કરવામાં આવી હતી. તેમ રૈયતે પણ ઘેર ઘેર ઉમંગભેર પોત પોતાની મરજી પ્રમાણે રૂશનાઇઓ કરી હતી તેમ ઘેર ઘેર દારૂખાનું આ ઉત્તમ માંગલીક કાર્ય પ્રસંગને લીધે ફોડવામાં આવ્યું હતું આખુ શાહેર એક ઇંદ્રપુરી જેવું શોભી રહ્યું હતું.

આ કાર્ય પુરૂં થઇ રહ્યા પછી સૌ સૌ રાજાઓ તેમજ શેઠીઆ શાહુકારો પોતપોતાને ઘેર રવાના થયા માહારાજાએ. નાના નાના આવેલા તમામ રાજાને સારી રીતે સનમાન આપ્યું હતું તેમજ શેઠીઆઓને પણ તેમને લાયક માન આપવામાં આવ્યું હતું.

સત્યસેનને ગાદી સોંપ્યા પછી માહારાજાયે પોતાની બાકી રહેલી જીન્દગી ઇશ્વર ધ્યાનમાં ગાળવા નક્કી કર્યું હતું તેથી પોતે એકાન્ત સ્થળમાં બેસી હંમેશાં ઇશ્વર ભજનજ કરતા અને તમામ કુથલી પોતાના મન ઉપરથી કાઢી નાંખી હતી.

આ કાર્ય પુરૂ થઇ રહ્યા પછી પુર્ણચંદ્ર અને મનોહર પોતાની દુકાને ગયા ત્યાં તમામ નામુંઠામું ઉઘરાણી પાથરાણી વિગેરેનો તપાસ કર્યો અને દુકાનની તમાંમ બીનાથી વાકેફ થયા.

મુનીમ પાસેથી તમામ નફો વિગેરે પોતાના ગયા પછી જે પેદાસ થઇ હતી તે તમામ પેદાસ પુર્ણચંદ્રે પોતાને હસ્તક લેઇ લીધી. માત્ર પોતે જે રૂપિઆ દુકાન દુકાન કાઢતી વખતે સરૂઆતમાં કાઢયા હતા તેટલાજ રૂપિઆમાં રોકી રાખ્યા અને બાકીનો તમામ હીસાબ પોતે ગણી લીધો. અને તમામ વ્યવસ્થા મુજબ તે કરવાનું ફરમાવ્યું અને દર મહીને મહીને દુકાનનું સરવૈયું પોતાને દેશ મોકલાવે તેવું પણ મુનીમને કહી દીધું હતું તેમ ધર્માદા વિગેરેની તજવીજ અને રાજ્યમાંથી બંને જણનું પેનસીન અને દુકાનનો દર મહીનાનો નફો બારોબાર પોતાને દેશ મોકલવાનું કહી મુનીમને તમામ કારભાર સુંપી મોટા માહારાજાને મળવા સારૂ તેમની પાસે ગયા.

વળી વિષેશમાં મુનીમને એમ પણ જણાવ્યું હતું કે અમારે જ્યારે આવવાનું થશે ત્યારે આવતા પેહેલાં લખી જણાવીશુ અને ઓછામાં ઓછાં વર્ષમાં બે વખત ખબર કાઢવા જરૂર આવીશું આ પ્રમાણે જણાવી બંને જણ માહારાજા પાસે રજા માગવા ગયા.

વૃદ્ધ માહારાજા પાસે આવ્યા એટલે માહારાજાએ તેમના માથે હાથ ફેરવ્યો અને સારી રીતે આશીર્વાદ મેળવ્યો પછી તેમને સરપાવ આપવા સારૂ સત્યસેનને જણાવ્યું એટલે સત્યસેનને પિતાજીના કહેવા પ્રમાણે એક એક હજાર રોકડ મોરો એનો સીરપાવ આપ્યો પછી સત્યસેન માહારાજા પણ તેમનો ઉપકાર માનવા લાગ્યા. અને હરવખતે રાજ્યમાં આવી બને ત્યાં સુધી સંભાળ રાખવા જણાવ્યું. છેવટે કાંઇ ન બને તો વર્ષમાં બે વખત તો આવવા માટે તેમણે કબુલ કર્યું અને

અને રાજાની રજા મેળવી પોતાના દસ સ્વારો સાથે ઘોડા ઉપર પ્રસ્થાન કરી તાબડતોબ રવાના થયા.

રાતોરાત તેઓ ત્યાંથી નીકળ્યા હતા તેથી પોહો ફાટતા ફાટતા પોતાના શહેરમાં આવી પહોંચ્યા અને તુરત ઘોડા પરથી ઉતરી બંને જણ પોતાના બંગલામાં દાખલ થયાં સર્વ છોકરાંઓ બાપાજી આવ્યા બાપાજી આવ્યા કરી ઘણા રાજી થવા લાગ્યાં અને તેમના ખોળામાં આવી બેસી ગયા પોતે થાકેલા હતા તેથી ગરમ પાણી ઉનું કરાવી નહિ ધોઇ સ્નાન સંધ્યા સાધી ષટકર્મ કરી પોતાના શહેરમાં બીજી એવીજ દુકાન કરવા વિચાર કરવા લાગ્યા-

દુકાન કરવાનો વિચાર પરવાળી પોતાના શહેરમાં શાન્તીનગરમાં કરી હતી તેવીજ દુકાન કરવા માટે જમીન ખરીદી તેટલાજ રૂપિઆ રોક્યાં તેવીજ દુકાન આ શહેરમાં પણ કરી.

દીવસે દીવસે અહીં પણ તેમને ધર્માદાના બળાવડે કરી બે પૈસાની સારી પ્રાપ્તી થવા લાગી. જેમ જેમ તેમને પૈસા મળતા ગયા તેમ તેમ તેમણે લોકહીતાર્થના કામ વધારવામા માંડ્યાં અને હદથી જાદે પૈસા પેદા કરવા લાગ્યા અને નિતિના માર્ગનેજ વળગી રહી બંને જણ સંપ સંપીને એકઠાજ રહેવા લાગ્યા.

ઘેર આવી માબાપને પણ સારી રીતે મળ્યા અને તેમના આશીશ મેળવ્યા. મા બાપો પણ તેમને જોઈ પોતાની આંતરડી ઠારવા લાગ્યા અને પુર્ણચંદ્રને તેના પીતાએ જે પેહલાં મનોરને માટે ઠપકો આપ્યો હતો તેને માટે તેઓ ખેદ કરવા લાગ્યા અને પુર્ણચંદ્રને હદથી જાદે શાબાસી આપવા લાગ્યા અને આનંદ માનવા લાગ્યા.

**આ બંને જણાઓએ આખી દુન્યામાં પોતાના બાપની આબરૂ કરતાં પણ નિતિનો રસ્તો ગ્રહણ કરવાથી અને ધર્મા-**

દાનમાં તેમજ બીજા પરોપકારી કામમાં સારે મારગે પોતાના રળેલા પૈસાનો સારો ઉપયોગ કરવા લાગણી રાખી વાપરવાથી બાપથી સવાઇ તો શું પણ સો ગણી કરતાં પણ વધારે આબરૂ ફેલાવી. તેથી તેમના માતા પીતા અત્યંત ખુસી થયાં વિશેષમાં આ બંને જણાઓએ દરમાસે બંને દુકાનમાંથી દર મહીને લગભગ દસ હજાર રૂપિઆની પેદાસ આવે તેવો બંદોબસ્ત કર્યો તેમજ પાંચસો પાંચસો. ખર્ચજોગના દરબારમાંથી દરમહીને આવતા કર્યાં અને બંને દુકાનોજ માત્ર ચલાવવા લાગ્યા અને આગળ પોતાને તેમજ પોતાના છોકરાઓને દુઃખ આવે નહિ તેવો બંદોબસ્ત કર્યો અને પોતે તેમજ તેમના બંને કુટુંબો નિતિથીજ ચાલવુ પ્રસન્ન કરી નિતિથીજ ચાલવા લાગ્યા. અને પાછળથી પોતાની જીન્દગી આનંદમાં ગાળવા લાગ્યા તથાસ્તુ તથાસ્તુ તથાસ્તુ.

# સમાપ્ત

## એકે અવાજે વખણાયેલા વાર્તાનાં પુસ્તકો.

કેશવલાલ મગનલાલ દુધવાળાના પુસ્તકાલયમાં

પોતાના છપાવી પ્રસિદ્ધ કરેલા થોડા પુસ્તકોનું

### સુચીપત્ર.

| | |
|---|---|
| દુઃખી દંપતી યાને વીશુદ્ધ પ્રેમનો વીજય... | ૧—૮—૦ |
| મધુ કાન્તા યાને મેવાડની સીંહણ... ... | ૦-૧૨-૦ |
| સમીયાણાનો બહાદુર, ફસ્ટોજ .. ... | ૦-૧૨-૦ |
| વીર વિજયસીંહ અને વીજયા કુમારી ... | ૦—૮—૦ |
| નટવર યાને ઝેરનો પ્યાલો... ... ... | ૦—૮—૦ |
| દરેકે અંજામ યાને મોતનો પેગામ ભા. ૧ લો. | ૦—૮—૦ |
| દરકે અંજામ યાને મોતનો પેગામ ભા ૨ જો (પુરો) | ૦—૮—૦ |
| પવિત્ર પદ્માણી યાને સતિનો વિજય. . ... | ૦—૮—૦ |
| પવિત્ર લલીતા યાને તરૂણ યોગી ... ... | ૦—૮—૦ |
| પુર્ણચંદ્ર અને લલીતા ... ... ... | ૦ ૮-૦ |
| મનહર–મેના .. .. .. .. | ૦—૮—૦ |
| સુંદર–મણી ... ... ... ... | ૦—૮—૦ |
| રસીક–મેના ... ... ... ... | ૦—૮—૦ |
| પવીત્ર મણી અને ચંદ્રકાન્ત ... ... | ૦—૮—૦ |

ઉપરના પુસ્તકો તથા બીજા ઘણી જાતના પુસ્તકો હમારે ત્યાંથી રોકડી કીંમતે અગર વી. પી. થી મળશે હરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જુદુ સમજવું.— મળવાનું ઠેકાણું-

**કેશવલાલ મગનલાલ દુધવાળા.**

કાલુપુર, રોડ—અમદાવાદ.